ગાંડીવ બાલોદ્યાનમાળા

પુષ્પ : છઠ્ઠું

# ભીષ્મ

અને

# યુધિષ્ઠિર

લખનાર

**નટવરલાલ વીમાવાળા**





પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦–કેળાંપીઠ,

સુરત

આ પુસ્તક બ્રિ. સરકારી કેળવણી ખાતા તરફથી શાળાઓમાં ઇનામ ને લાયબ્રેરી માટે મંજુર થયું છે.



મુદ્રક અને પ્રકાશક
ઇશ્વરલાલ વીમાવાળા




ત્રીજી આવૃત્તિ:
૧૯૩૦ ઇસ્વી: ૦-૪-૦

# ભીષ્મ

૧

આજે હું તમને એવા માણસની વાત કહેવાનો છું કે જેનો દુનિયામાં જોટાજ નથી. તેનું નામ તો તમે સાંભળ્યું હશે. આ ચોપડીનું નામ તેજ તેમનું નામ. ઘણાં ઘણાં વરસો પર—પાંચ હજાર વરસ પર—તે આપણા હિન્દુસ્થાન દેશમાં થઈ ગયા.

તે વખતે શાંતનુ નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેની રાજધાનીનું નામ હસ્તિનાપુર. ભીષ્મ તેમના પુત્ર હતા, પણ ભીષ્મ એ કંઇ તેમનું ખરૂં નામ નહિ, હોં! તેમનું ખરૂં નામ તો બીજુંજ હતું, એ નામની વાત બહુ રસિલી છે. તમને તે સાંભળવામાં ઘણી મઝા પડશે.

આપણા હિન્દુઓના દેવ ૩૩ કરોડ ગણાય છે. આ દેવો સ્વર્ગમાં રહે છે. તેમનામાં આઠ વસુઓ હતા. આ

આઠ વસુઓમાં એક દિવ્ય કરીને હતો, અને તેની સ્ત્રીનું નામ બ્રહ્મચારિણી હતું.

હવે એક વાર એવું બન્યું, કે આ આઠે વસુઓ પોતપોતાની સ્ત્રીઓની સાથે ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં તેઓ હિમાલય પર્વત પાસે આવી લાગ્યા. હિમાલય પર્વત પર એક ઠેકાણે વશિષ્ઠ મુનિ ઝુંપડા બાંધીને રહેતા હતા. આ મુનિ પાસે એક બહુજ ચમત્કારિક ગાય હતી.

એ ગાયનું નામ કામધેનુ. સંસ્કૃત ભાષામાં કામ શબ્દનો અર્થ ઇચ્છા થાય છે અને ધેનુનો અર્થ ગાય થાય છે. એ પ્રમાણે આ ગાય, તમે તમારી ઇચ્છા મુજબ જે કંઇ માંગો તે આપે એવી હતી. તેથી તેનું નામ કામધેનુ પડ્યું હતું.

જ્યારે વસુઓ મુનિની ઝુંપડી પાસે આવી પહોંચ્યા, ત્યારે ગાય ઝુંપડીની બહાર ચરતી હતી. વશિષ્ઠ મુનિ ઝુંપડામાં હતા નહિ. ક્યાંક બહાર ગયા હતા. અને એ રૂપાળી ગાય ગમે તેમ ચરતી ભટકતી હતી, તે પેલા દિવ્ય વસુની સ્ત્રી બ્રહ્મચારિણીએ જોઇ.

ગાયને જોતાંજ એ બાઇને તો તેના પર બહુ પ્રેમ થયો અને તેણે પોતાના ધણીને કહ્યું, કે આ ગાય મારે જોઇએ છે; માટે ચાલો આપણે તેને લઇ જઇએ.

દિવ્ય વસુએ તેને કહ્યું—એ ગાય તો વશિષ્ઠ મુનિની છે. ને એવી ગાય આખી દુનિયામાં એકજ છે. આપણે જે માંગીએ તે વસ્તુ એ લાવીને ખડી કરી દે એવી છે. પણ એ ગાય આપણાથી કેમ લેવાય? લઇ જઇએ તો મુનિ-મહારાજ આપણા પર ગુસ્સે ભરાય ને શાપ દે.

ધણીનું આવું કહેવું સાંભળીને બ્રહ્મચારિણીને તો ઉલટી ગાય લઈ જવાની બમણીજ ઇચ્છા થઈ, અને તેણે તો વર પાસે જીદ લીધી. દિવ્ય વસુએ તેને બહુ સમજાવી, બીજા વસુઓએ પણ બહુ માથાફોડ કરી પણ તે તો એકની બેજ ન થાય! તેણે તો એટલે સુધી હઠ પકડી, કે એ ગાય સાથે લઇ નહિ લેશો તો મારો જાન હું અહિંજ કાઢી નાંખીશ. તેણે આવી હઠ લીધી એટલે આઠે વસુઓ બાપડા લાચાર થઇ ગયા. અને મને કમને પણ ગાયને લઇને તેમણે ચાલવા માંડયું. પણ એ બાઇએ આવી જીદ લીધી, ને ખોટી હઠ પકડી, તેનું કેવું પરિણામ નીપજ્યું, તે હવે જુઓ. ખોટી હઠ કરવામાં કંઈ સાર નથી એ વાત આ ઉપરથી તમને સમજાશે.

વશિષ્ઠ મુનિ થોડી વારે ઝુંપડી આગળ આવ્યા, અને જુએ છે તો પોતાની ગાય ન મળે, એ ગાય તો તેમને પોતાના પ્રાણથી પણ વ્હાલી હતી. તુરતજ તેને શોધી કાઢવા

પોતે બહાર નીકળ્યા, અને ગાયને પગલે પગલે દોડતા ચાલ્યા. થોડે દૂર ગયા એટલે તેમણે પેલા આઠ વસુઓ અને તેમની સ્ત્રીઓ સાથે ગાયને જોઈ. પોતે તુરતજ સમજી ગયા કે ગાયને વસુઓ ચોરી જાય છે. તેમણે પાછળથી મોટો ઘાંટો પાડીને કહ્યું: અરે, એ ચોરટાઓ ! તમે ગાયની ચોરી કરો છો ! તમે દેવ લોકો હોવા છતાં તમને માનવીઓની પેઠે ચોરી કરવાનું મન થાય છે, તો જાવ, તમે માણસ બનો અને નીચે પૃથ્વીમાં પડો.

મુનિનો આ ગુસ્સાભરેલો ઘાંટો સાંભળી વસુઓ ધ્રૂજવા લાગ્યા. તુરતજ પાછા વળી ગાયને ઋષિ પાસે લઇ જઇ તેઓ તેમને પગે લાગ્યા. અને પોતાના ગુન્હા માટે માફી માંગી. તેમણે વશિષ્ઠ મુનિના પગ પકડીને ખૂબ કાલાવાલા કર્યા, કે અમારો આટલો ગુન્હો માફ કરો. અમને માણસ થવાની સજામાંથી છૂટા કરો. હવેથી અમે આવું હલકટ કામ નહિ કરીએ.

એ સાંભળી મુનિને દયા આવી. તેથી તેમણે સાત વસુઓને માટે તો સજા હલકી કરી નાંખી. તેઓ બોલ્યા: તમારામાંથી સાત જણા તો પૃથ્વી પર જનમશે તેવાજ મરણ પામી પાછા સ્વર્ગમાં આવશે. પરંતુ દિવ્યનો ગુન્હો મોટો છે. ચોરીનો વાંક તેનોજ છે. માટે તેને આખો જન્મારો

કાઢવો પડશે. અને તમે બધા જઈને ગંગામૈયાની ભક્તિ કરશો, તો તમને જલદીથી સુખ થશે.

એમ કહી મુનિરાજ તો ગાય લઈને ચાલતા થયા. બીજી બાજુ બધા વસુઓએ સ્વર્ગમાં ગંગા નદીને કિનારે જઈ તેની પ્રાર્થના કરી. કેટલોક વખત બાદ દેવી પ્રસન્ન થયાં; અને દર્શન આપી કહ્યું: હે વસુઓ, મને બધી ખબર પડી છે. પૃથ્વી પર તમારી સૌની માતા હું થઈશ. અને તમને જેમ બને તેમ જલદીથી પાછા સ્વર્ગમાં લાવીશ. માટે તમે બેફિકર રહો.

પછી ગંગામૈયા એક સ્ત્રી રૂપે પૃથ્વીમાં ઉતર્યાં; અને એક દિવસ શાન્તનુ રાજાની નજરે પડ્યાં. રાજા તે વેળા શિકારે નીકળેલો હતો. ત્યાં જંગલમાં ગંગાદેવી નજરે પડ્યાં. રાજાએ તેને પોતાની સાથે લગ્ન કરવાનું કહ્યું. ગંગાદેવી કહેઃ રાજાજી, તમારી સાથે પરણવાનું કોને નહિ ગમે ! હું તમને ખુશીથી પરણીશ. પણ મારી એકજ શરત છે. તે શરત કબુલ કરો, તોજ પરણું, હું જે કંઈ કરૂં તે તમારે મુંગા મુંગા જોયાં કરવું; તેમાં વાંધો કાઢવો નહિ, તેમ મને અટકાવવી નહિ. જે દિવસે તમે એવું કંઈ કરશો તે દિવસે હું તમને તજીને ચાલી જઈશ.

રાજાએ તો આઘુંપાછું જોયા વિના હા કહી દીધી.

પછી બંનેના લગ્ન થયાં, અને બંને રાજધાનીમાં આવ્યાં. પછી આ નવી રાણીને પેટ એક પછી એક એમ સાત છોકરા થયા. જેમ જેમ છોકરા થાય તેમ તેમ રાણી જઇને તેને ગંગા નદીમાં નાંખી આવે. બીજી બાજુ રાજા તો આવું જોઇ ઉંચો નીચો થવા લાગ્યો. પણ કરે શું ! રાણીના કામમાં આડે નહિ આવવાનું પોતેજ કબૂલેલું હતું. પોતાને પેટ બીજા કંઇ છૈયાં છોકરાં નહિ. હવે કરવું શું ?

એટલે છેવટે તે બાપડો કંટાળ્યો. તેની ધીરજને પણ હદ હતી. છેવટે જ્યાં રાણીને પેટ આઠમો છોકરો થયો ત્યારે તેણે રાણીને અટકાવીને કહ્યું કે: રાણીજી, હવે બહુ થયું. ઘણા પુત્રોની તમે હત્યા કરી. હવે આટલો એક તો વંશવૃદ્ધિ ખાતર તમારે રહેવા દેવો પડશે. રાણીએ કહ્યું કે: બસ રાજાજી, થયું. તમારો ને અમારો સંબંધ પૂરો થયો. હું જાઉં છું. હું ગંગા દેવી છું. હું મારી સાથે આ પુત્રને લેતી જાઉં છું અને તે મોટો થશે ત્યારે તમને પાછો આપી જવા બંધાઉં છું. હવે પ્રણામ.

આટલું બોલી પુત્રને લઇને ગંગાદેવી ત્યાંથી ચાલી નીકળ્યાં અને ગંગા નદીમાં જઇ અંદર ઉતર્યાં અને જળમાં અલોપ થઇ ગયાં.

ગંગાને પેટ અવતરવાને લીધે એ પુત્રનું નામ પડ્યું

ગાંગેય. અને એજ આપણા ભીષ્મ. એમનું નામ દેવવ્રત પણ હતું. ભીષ્મ નામ શાથી પડયું એ વાત હવે પછી આવશે.

( ૨ )

એમ કરતાં ઘણાં વરસ વીતી ગયાં. જળદેશમાં ગંગાજી પાસે ભીષ્મ ઉછરીને મોટા થવા લાગ્યા. બીજી બાજુ શાંતનુ રાજાની ઉમ્મર મોટી થતી જતી અને તે પુત્રના વિજોગે દુઃખી થતો હતો. પણ તેનો કંઇ ઉપાય ન હતો. એમ કરતાં કરતાં ગાંગેયની ઉમ્મર આશરે ચોવીશ વરસની થઈ ત્યારે એક દિવસ ગંગાદેવી શાંતનુ પાસે પધાર્યાં અને ગાંગેયની સોંપણી કરી. શાંતનુ રાજાના આનંદનો હવે પાર રહ્યો નહિ. તેણે તો ગાંગેયને તરતજ યુવરાજ પદે સ્થાપન કર્યો.

શાંતનુ રાજાને શિકારનો શોખ બહુજ હતો. તેથી અવારનવાર તે શિકાર ખેલવા જતા. એવામાં એક કૌતુક બન્યું. એક વાર રાજા શિકારથી પાછા ફર્યા. પણ ઘેર આવીને એકદમ નિરાશ થઇને પડ્યા. તેને કોઇ જાતનું ચ્હેન પડે નહિ. ઉંઘ આવે નહિ, તેમ ખાવાપીવામાં પણ ચિત્ત ચોંટે નહિ. યુવરાજ ગાંગેયજીએ જોયું, કે પિતાજીને કંઇક દુઃખ માથે આવી પડયું છે. નહિ તો તે આવા ગાંડા જેવા કેમ થઇ જાય? તેણે રાજાજીને બહુ ઉથલાવી ઉથલાવીને

પૂછ્યું. પણ શાંતનુએ કંઇ ચોકખો, સમજાય તેવો જવાબ દીધો નહિ. આખરે જે દરબારીઓ રાજા સાથે શિકાર ખેલવા ગયા હતા તેને ગાંગેયજી મળ્યા અને પૂછપરછ કરી. તપાસ કરતાં કરતાં છેવટે માલમ પડયું કે જમના નદીને કાંઠે શિકાર કરતાં કરતાં એક માછીની કન્યા રાજાજીને નજરે પડી હતી, અને તેની સાથે લગ્ન કરવાનું રાજાને મન થયું હતું. રાજાએ જઇ તેના બાપ પાસે કન્યાની માંગણી કરી હતી. પરંતુ તેણે ના પાડવાથી રાજા ઉદાસ થઇ ગયા છે. આ ખબર મળતાંજ ગાંગેયજીએ મન સાથે નક્કી કર્યું કે ગમે તે ઉપાયે પણ તે માછીને સમજાવી પટાવી, જે માંગે તે આપી એ કન્યાને રાજા સાથે પરણાવી રાજાનું દુઃખ ટાળવું અને તેના મનનું સમાધાન કરવું. એમ વિચારી પોતે પેલા માછી પાસે ગયા.

માછીએ યુવરાજને આવેલા જોઇ તેને પ્રણામ કરી માન આપી બેસાડ્યા, અને આવવાનું કારણ પૂછ્યું. તુરતજ ગાંગેયજીએ તો બીજી કંઇ લાંબી વાત કર્યા સિવાય પોતાના પિતા માટે તેની કન્યાનું માગું જ કર્યું.

માછી કહેઃ કુમાર, આપના બાપુએ પણ એ વાત પહેલાં કરી હતી. અમારાં એવા નશીબ કયાંથી કે મહારાજા અમારા જમાઈ થાય! પણ એ વાતમાં એકજ વાંધો છે.



હું રાજપાટ છોડી દઉં છું. હું પ્રતિજ્ઞા
કરૂં છું કે મારી નવી માતાના જે પુત્ર
થશે તેનેજ હું રાજગાદી પર બેસાડીશ.

પાનું ૧૪ મું.

માટે એ વાત જવા દો.

ના, ના ભાઈ. એ વાત જવા દેવાનું કેમ બને ! રાજા તો નથી ખાતા, નથી પીતા, નથી ઉંઘતા, નથી બોલતા. માટે તમે જે વાંધો હોય તે કહી દો; એટલે તે તુરત પતાવી દઈશું. આમ કહી ગાંગેયજીએ ખૂબ આગ્રહ કર્યો; એટલે માછીએ કહ્યું: જુઓ કુમાર, તમે ખોટું લગાડશો નહિ. તમારા બાપુ સાથે મારી કન્યા પરણાવું; પણ મારી દીકરીને પેટ જે છોકરા થાય તેને કંઈ રાજગાદી મળવાની છે ? યુવરાજ તરીકે તમે છો. તેને ગાદી મળવાની હોય, તો હું વિચાર કરૂં.

આ સાંભળી ગાંગેયજીએ એકજ મિનિટ વિચાર કર્યો. તુરતજ તેને પોતાના પિતાનું દુઃખ સાંભર્યું. પિતાના સુખ આગળ કંઈ રાજપાટ વધારે છે ? નહિજ. તુરત તેમણે કહ્યું: ભાઈ! એટલીજ વાત હોય, તો વિચાર કંઈ કરવાનો નથી. લ્યો, હું રાજપાટ છોડી દઉં છું. હું પ્રતિજ્ઞા કરૂં છું. કે મારી નવી માતાના જે પુત્ર થશે તેનેજ હું રાજગાદી પર બેસાડીશ. ને હું પ્રજા તરીકેજ રહીશ. બોલો, હવે તમારે કંઈ વાંધો છે?

માછી કહેઃ યુવરાજ, એ વાત તમે કહી, તે ખરી; હું કબુલ કરૂં છું, કે તમે તો તમારી પ્રતિજ્ઞા નહિ તોડો.

પણ તમે જુવાન છો. તમે હજુ પરણશો. તમને છૈયાં છોકરાં થશે. તે લોકો કંઇ પોતાનો હક મૂકી દેવાના છે ! તે લોકો મારી દીકરીના છોકરાઓ સાથે લડશે, વઢશે. અને છેવટે નાહક વેરઝેર થશે. માટે એ વાત જવા દો.

તુરતજ ગાંગેય કહે: ભાઇ, એ વાત કંઈ જવા દેવાય તેમ નથી. તમને આવો વાંધો હોય, તો લ્યોને, હું પાણી મૂકું છું, કે મારે બીલકુલ પરણવું નહિ, ને આખી જીંદગી કુંવારા રહેવું. બોલો, હવે કંઇ તમારે વાંધો રહે છે !

ગાંગેયજીના આ શબ્દો સાંભળી માછી તો છક થઈ ગયો. તેને એવો ખ્યાલ નહોતો, કે આવો મોટો ત્યાગ યુવરાજ આમ ટપ દઇને કરી દેશે. દુનિયામાં જે કોઇ જન્મે છે તેને દરેકને એવી હોંશ હોય છે કે મોટા થઇશું, પરણીશું, છૈયાં છોકરાં થશે. આપણે ઘરડા થઇશું ત્યારે આપણી સેવા ચાકરી કરશે. તેમને પરણાવીશું, પરુટાવીશું તેના લ્હાવા મળશે, વગેરે. આવી જીંદગીની બધી હોંશો, બધા લ્હાવાનો એકે તડાકે ગાંગેય જેવા જુવાન રાજકુંવરે ત્યાગ કરી નાંખ્યો. ધન્ય છે ! ધન્ય છે ! પોતાના બાપના સુખને ખાતર માત્ર રાજપાટજ નહિ, પણ આખી જીંદગીનું બધું સુખ ત્યજી દેનાર રાજકુંવર, તને ધન્ય છે ! તે દિવસથી ગાંગેયનું નામ ભીષ્મ પડયું. કેમકે તેણે ઘણીજ મોટી પ્રતિજ્ઞા લીધી હતી

અને એવી મોટી પ્રતિજ્ઞાને સંસ્કૃતમાં ભીષ્મ પ્રતિજ્ઞા કહે છે. તેથી ટુંકાણમાં એમનું નામ ભીષ્મ પડ્યું.

ઠીક. પછી તો, બધી શરતો કબુલ થઈ એટલે શાંતનુ રાજાનું એ કન્યા સાથે ઘણી ધામધૂમથી લગ્ન થયું. એ કન્યાનું નામ મત્સ્યગંધા હતું. વળી તેને સત્યવતી પણ કહેતા.

શાંતનુ રાજા પોતાના પુત્રનો પોતાના પ્રત્યેનો અગાધ પ્રેમ જોઇને છક થઇ ગયા. પોતાના ઘડપણમાં પોતાની આવી સેવા આટલો બધો ભોગ આપીને, અને આખી જીંદગીનું સુખ ગુમાવીને ગાંગેયજીએ કરી તેથી તેમણે તેને એવું વરદાન આપ્યું કે તારી ઇચ્છા વગર ખુદ જમરાજા તને મારી શકશે નહિ. જમના દૂત પ્રાણ લેવા આવ્યા હોય, પણ તેને તું ના કહેશે, તો તેઓ પાછા વળશે.

૩

એક બાજુ રાજાજીનાં લગ્ન થયાં અને બીજી બાજુ પોતે વડા રાજકુંવર હોવા છતાં, અને રાજવૈભવ ભોગવવા જેવી સ્થિતિ હોવા છતાં ભીષ્મજી સાધુ સંન્યાસી પેઠે સાદાઈથી અને પવિત્રતાથી જીવન ગુજારવા લાગ્યા.

સત્યવતીને તે પછી બે છોકરા થયા. એકનું નામ ચિત્રાંગદ અને બીજાનું નામ વિચિત્રવીર્ય. આ બે છોકરાઓ જન્મ્યા કેડે કેટલેક મહિને શાંતનુ રાજા મરણ પામ્યા.

રાજા મરણ પામવાથી તેની જગ્યાએ ભીષ્મજીએ ચિત્રાંગદને બેસાડયો. પણ તે બહુ નાનો હતો, તેથી રાજકાજને લગતો બધો વહીવટ પોતે ચલાવવા માંડયો. તે ઉપરાંત પોતે પાછા બંને નાના ભાઈઓને દરેક જાતની વિદ્યા શીખવતા જાય. ભાઈ સાવકા છતાં સગાથીયે વધારે પ્રેમ રાખે. એમ કરતાં કરતાં ચિત્રાંગદ ઉમ્મર લાયક થયો એટલે ગાંગેયજીએ રાજકાજની લગામ પણ તેને સોંપી દીધી, અને પોતે જપતપ કરવા માટે શહેરની બહાર જઈને વાસો કર્યો.

હવે એવું બન્યું કે આ બાળક રાજા ગાદીએ બેઠા તેથી દુશ્મનોનું ચઢી વાગ્યું, અને ચિત્રરથ નામનો એક ગાંધર્વ તેના ઉપર લશ્કર લઈને ચઢી આવ્યો. સ્વર્ગમાં ઈન્દ્ર રાજાનો દરબાર હોય છે ત્યાં ગાયનનું કામ કરનાર ગાંધર્વ કહેવાય છે. દેવ લોકોના ગવૈયા એટલે તેઓ પણ બહુ પૈસાવાળા અને સત્તાવાળા હોય છે. અને તેમને રાજ કરવાને મુલક પણ હોય છે. ચિત્રરથ તેમાંનોજ એક હતો. તે બહુ શૂરો હતો. તેણે લડાઈમાં ચિત્રાંગદને હરાવ્યો, એટલુંજ નહિ, પણ ઠાર કર્યો. આ સમાચાર સાંભળીને ભીષ્મ વેર લેવા માટે રાજધાની તરફ દોડી આવ્યા. પણ તેમના આવવાની વાત સાંભળતાં તો ચિત્રરથ ઉભી પુંછ-

ડીએ નાહો. રાજા મરણ પામવાથી આખા રાજ્યમાં હાહાકાર થઈ ગયો. પણ ભીષ્મજીએ બધાને શાંત કર્યા અને નાના ભાઈ વિચિત્રવીર્યને ગાદી પર બેસાડયો.

એ પછી એક બીજું કૌતુક થયું. ચિત્રાંગદ તો પરણ્યા વગરજ મરણ પામ્યો હતો. એટલે વિચિત્રવીર્યને જલદી જલદી પરણાવી દેવાની તેની મા સત્યવતીએ ઉતાવળ કરી અને ભીષ્મજીને કહ્યું. ભીષ્મજીએ કન્યાની તપાસ કરવા માંડી તો માલમ પડયું કે કાશીના રાજાની ત્રણ છોકરીઓ પરણવા લાયક થઇ હતી અને તેમનો સ્વયંવર થવાનો હતો. અસલના વખતમાં રાજકુંવરીઓ પોતેજ પોતાનો વર પસંદ કરતી. તેને પસંદ કરવાનું ફાવે એટલા સારૂ એક મોટો મેળાવડો કરતા, અને તેમાં મુલક મુલકના રાજાઓ ભેગા થતા. તેમને જોઇને કુંવરી વર પસંદ કરતી. આ મેળા-વડાને સ્વયંવર કહેતા. કાશીના રાજાને ત્યાં આવો મેળાવડો થવાનો હતો.

મેળાવડાને દિવસે ભીષ્મજી પણ ત્યાં જઇને ઉભા રહ્યા. સભામાં ઘણા રાજાઓ ભેગા થયા હતા. તે બધાને ગણકાર્યા સિવાય ભીષ્મજીએ તો રાડ પાડીને કહ્યું: સાંભળો રે, બધા રાજાઓ ! હું શાંતનુનો છોકરો ગાંગેય છું. મારા નાના ભાઇને માટે હું આ ત્રણ રાજકુંવરીઓને અહિંથી ઉપાડી

જાઉં છું. જે કોઇને મારી સાથે લઢવું હોય, તે આવે, અને પોતાનામાં જોર હોય તો એ કુંવરીઓને છોડાવી લઇ જઇને પરણે.

આટલું કહીને ભીષ્મે તો કાશીરાજાની ત્રણે કુંવરીઓને રથમાં બેસાડી રથ હાંકી મૂકયો. પોતે બાણુવિદ્યામાં બહુ ઉસ્તાદ હતા એટલે તેમને કશી બ્હીક નહોતી. એમ કહેવાય છે કે તેઓ એક બાણુ છોડે તો તેમાંથી સાઠ હજાર તીર પેદા થતાં.

આમ બન્યું એટલે કાશીનો રાજા અને પેલા બીજા બધા પરણુવાના કોડથી આવેલા નરપતિઓ પોતપોતાના રથ ઘોડા લઇ રણે ચઢયા અને મોટું જુદ્ધ થયું. પણ ભીષ્મની સામે કોણુ ટકે ? બધા રાજાઓ તો તુરત નાસી ગયા. માત્ર એક શાલ્વ દેશનો રાજા સાચો શૂરવીર હતો, તે ઠેઠ સુધી લઢયો, ખૂબ ઘવાયો, ને પછી કંઇ ઉપાય ન જણુાવાથી આખરે નાઠો. ભીષ્મજી ત્રણે કુંવરીઓને લઈ હસ્તિનાપુર આવી પહોંચ્યા, અને ત્યાં વિચિત્રવીર્યના લગ્નની ધામધુમ શરૂ થઈ.

૪

એ ત્રણુ કુંવરીનાં નામ અંબા, અંબિકા ને અંબાલિકા હતાં. આમાંની મોટી, અંબા એક દિવસ ભીષ્મને ત્યાં

પાસ મળવા ગઈ ને કહ્યું: મહારાજ, મારી એક વિનંતિ છે, હું તો મારા મનવચનથી શાલ્વ રાજાને વરી ચુકી છું. એટલે હું તમારા ભાઇને કેવી રીતે પરણું ? માટે તમે કૃપા કરીને મને એ રાજા પાસે મોકલી દો. તેજ મારા સ્વામી છે.

ભીષ્મને પણ એ વાત ગળે ઉતરી. બીજી બે કન્યાઓ હતી એટલે વાંધા જેવું નહોતું. વિચિત્રવીર્યને સમજાવી તેમણે અંબાને શાલ્વદેશ મોકલી. પણ શાલ્વ રાજાએ તો તેને પરણવાની સાફ ના પાડી, અને પાછી હસ્તિનાપુર મોકલી દીધી. અંબાને ખોટું તો ઘણું લાગ્યું, પણ કરે શું ? તે પાછી ભીષ્મ પાસે આવી, ને કહ્યું કે: મને તમારા ભાઇ સાથે પરણાવો. કેમકે શાલ્વ રાજાએ તો મારૂં અપમાન કર્યું; અને તમે મને હરી લાવ્યા છો, માટે તમારે મને પરણાવવી એ તમારી ફરજ છે. કૃપા કરી તમે મારી ને મારા બાપના કુળની આબરૂ બચાવો.

પણ હવે ભીષ્મને અંબાની આ વાત ઠીક લાગી નહિ. અંબા એક વાર બીજાને મન વચનથી પરણી ચૂકી, ને હવે ત્યાં અપમાન પામી એટલે પાછી અહિં પોતાનો હક કરવા આવી એ તેમને ઠીક લાગ્યું નહિ. તેમણે અંબાને સાફ ના કહી, કે: એ વાત નહિ બને.

તેમણે બહુ સમજાવી પણ એ વાત અંબાને ગળે ના

ઉતરી. તે તો એમની ઉપર બહુ ગુસ્સે થઇ ગઇ ને કહેવા લાગી: ભીષ્મ ! તુંજ મારા આટલા બધા અપમાનનું કારણ છે. તું મને હરી લાવ્યો અને હવે પાછી હડસેલી મૂકે છે. આ બધું તારૂંજ પાપ છે. હું હવે આપઘાત કરીશ, ને તે સ્ત્રી હત્યાનું પાપ તને લાગશે. માટે વિચાર કરી જો.

પણ એમણે તો ડોકું ધુણાવ્યું. બીજો ઉપાય ન જડવાથી મનમાં આવતે જન્મે વેર લેવાનો ઠરાવ કરતી કરતી અંબા બળી મરવા તૈયાર થઇ. અને રડતી રડતી તેમજ ભીષ્મ પર શાપ વરસાવતી તે ચિતા પર ચઢવા ગઇ. એટલામાં એક નવોજ બનાવ બન્યો.

૫

તમે પરશુરામનું નામ તો સાંભળ્યુંજ હશે. તે વેળાના રાજપુતો અને ક્ષત્રિયોમાં અનાચાર ઘણો ચાલતો હતો. તેનાથી ગુસ્સે ભરાઇ તેમણે તેમની સાથે બહુ જુદ્ધો કર્યાં હતાં. પોતે બહુ શૂરવીર હતા. એમ કહેવાય છે કે તેમણે એકવીસ વાર તો પૃથ્વી નક્ષત્રિ કીધી હતી, એટલે કે એકવીસ વાર બધા મોટા મોટા દુષ્ટ રાજાઓને મારી નાંખ્યા હતા. તેઓ પરશુ એટલે કુહાડીને હથિયાર તરીકે વાપરતા હતા તેથી પરશુરામ કહેવાતા હતા.

અંબા ચિતા પર ચઢવા જતી હતી, એટલામાં તેઓ

ત્યાં આવી પહોંચ્યા. અંબાએ બધી વાત તેમને કહી એટલે ભીષ્મને સમજાવવા પોતે ગયા. પણ ભીષ્મે કંઇ માન્યું નહિ. પરશુરામે તો એટલે સુધી કહ્યું, કેઃ તારો ભાઈ પરણતો નહિ હોય, તો તું જાતે પરણ; પણ એક સ્ત્રીનું આવું અપમાન કેમ થઈ શકે ? પણ તે કંઈ ભીષ્મ માનવાના હતા ! આખરે બંને વચ્ચે મોટું યુદ્ધ થયું; પણ ભીષ્મ આગળ કોઈનું ચાલે તેમ નહોતું. હજારો લડવૈયા મરાયા. છેવટે પરશુરામ હારીને ચાલ્યા ગયા. અને અંબા બીજે જન્મે ભીષ્મ પર વેર લેવાનો નિશ્ચય કરતી કરતી બળી મરી. તેણે કેવી રીતે વેર લીધું તે આગળ આવશે; પણ તેના નિસાસાથી ને શાપથી વિચિત્રવીર્યને ક્ષય રોગ થયો, અને તે મરણ પામ્યો.

૬

વળી પાછો રાજ્યમાં હાહાકાર થયો. સિંહાસન ખાલી પડ્યું, કુરૂવંશમાં હવે એક ભીષ્મ બાકી રહ્યા. પણ તે પરણવાના નહોતા. એટલે એ આખો વંશ નિર્મૂળ જવાનો વારો આવ્યો. વંશ નિર્મૂળ જાય એ તો અસલના વારામાં બહુ મોટું દુઃખ ગણાતું. આપણામાં મરી ગયેલા પૂર્વજોને દર વર્ષે શ્રાદ્ધ કરી પિંડ દેવાનો જે રિવાજ છે, તે તે વેળા બહુ મનાતો હતો. વંશ નિર્મૂળ જાય તો પછી પિંડ કોણ

દે ! પિંડ ન મળે તો પૂર્વજો નક્કી નરકે પડે. આવું જોઈ વિચિત્રવીર્યની માએ ભીષ્મજીને બોલાવી તેને કોઇ જોડે લગ્ન કરવાનું કહ્યું અને બહુજ દાબીને આગ્રહ કર્યો.

પણ ભીષ્મજીએ તો પ્રતિજ્ઞા લીધેલી. એ પ્રતિજ્ઞામાં કંઇ આવી શરત નહોતી; એટલે એવી બીનશરતી પ્રતિજ્ઞા તેમનાથી તોડાયજ કેમ ? તેમણે તો કહ્યું કે: હું કોને પરણું ? દુનિયાની બધી સ્ત્રીઓને મા બ્હેન તરીકે મનમાં હું સ્થાપી ચૂકયો, પછી હવે મારાથી પરણાયજ કેમ ? એટલે એ વાત તો કરશોજ મા.

બહુ આગ્રહ કરવા છતાં ભીષ્મે તો માન્યું નહિ તે નહિજ. એટલે કુરૂવંશની રક્ષા કરવા ખાતર સત્યવતીએ બીજી યુક્તિ કરી. દ્વૈપાયન કરીને મુનિએ તેને વરદાન આપ્યું હતું કે તને આફત પડે ત્યારે મને બોલાવજે, હું આવીશ. તે મુનિને એણે તેડાવ્યા. તેમણે આવી સર્વ વાત સાંભળી પોતાના યોગ બળથી અંબિકા અને અંબાલિકાને એકેક પુત્ર થાય એવી આશિષ આપી. તેથી પૂરે વખતે બંનેને એકેક છોકરો થયો. તેમાં મોટાનું નામ ધૃતરાષ્ટ્ર અને અને નાનો પાંડુ. મોટો આંધળો હતો. બાળક છતાં ભીષ્મે તેને રાજગાદી ઉપર બેસાડયો.

એમ કરતાં કરતાં બંને મોટા થયા. એટલે બંનેને

પરણાવ્યા. મોટાને સુબલ નામના રાજાની કુંવરી ગાંધારી સાથે પરણાવ્યો. પાંડુ બે રાણી પરણ્યો. એકનું નામ કુન્તા હતું ને બીજીનું માદ્રી. બંને કુમારો હવે ઉમ્મર લાયક થયેલા એટલે મોટાને ગાદીએ બેસાડી નાનાને રાજકારભાર સોંપી, ભીષ્મ તો (ઘરડા થયા હતા એટલે) પાછા ભજન ભકિત કરવા ચાલ્યા ગયા.

પણ તેના નસીબમાં સંસારમાં લપટાઇ રહેવાનું જ લખ્યું હતું, તેથી તેનાથી ગંગા નદીને કિનારે પોતાની ઝુંપડીમાં વધારે વખત રહેવાયું નહિ. પાંડુ રાજા શિકારે ગયા હતા. ત્યાંજ અચાનક એક દિવસ મરણ પામ્યા. માદ્રી તેમની સાથે ચિતામાં બળી મરી. પાંડુને કુલ પાંચ દીકરા થયા હતા. યુધિષ્ઠિર, ભીમ ને અર્જુન એ ત્રણ કુંતાના, અને સહદેવ, નકુલ બે માદ્રીના. પાંચે કુંવરને લઇ કુન્તા હસ્તિનાપુર આવ્યાં. હવે ધૃતરાષ્ટ્રના અંધાપામાં રાજનો વહિવટ કોણ કરે? એટલે પાછા ભીષ્મજી શહેરમાં આવ્યા. અને પાંડુના છોકરાઓને ઉછેરતા રાજવહીવટ કરવા લાગ્યા.

બીજી બાજુ ધૃતરાષ્ટ્રને પણ પુષ્કળ છોકરા થયા હતા. કહેવાય છે કે તેને કુલ ૧૦૦ છોકરા ને એક છોકરી મળી ૧૦૧ બાળક થયાં. પણ તેમની માએ કે બાપે તેમની કેળવણી તરફ ઝાઝું લક્ષ આપ્યું નહિ, તેથી તેઓ ખરાબ

સોબતથી બગડ્યા અને બહુ ઘાતકી બન્યા. પાંડુના પાંચ છોકરાઓ તો ભીષ્મજીના હાથથી કેળવણી પામેલા એટલે સારા નીવડ્યા. પણ તેથી તો એવું થયું, કે પેલા સો ભાઇઓ જે કૌરવ કહેવાતા તે આ પાંચ ભાઇઓ–પાંડવોની સાથે વારેવારે વઢવાડ કરવા લાગ્યા. ભીષ્મ પેલાઓને બહુ ધમકાવતા, પણ પોતે રાજકુંવર હતા તેનો તેમને મદ હતો એટલે તેઓ તેમને ગાંઠતા નહિ.

હવે શી ખૂબી થઇ તે જુઓ. આ ૧૦૫ બિરાદરોમાં સૌથી મોટો યુધિષ્ઠિર હતો. તે જરા ઉમ્મર લાયક થયો, એટલે તેને યુવરાજ બનાવવામાં આવ્યો. એ જોઇ પેલા સો ભાઇઓના પેટમાં તેલ રેડાયું. અધુરામાં પૂરૂં તેમને શકુનિ નામનો એક મામો હતો, તે મહા પાપી ને હરામખોર હતો. તેણે આ બધાઓને ખૂબ ચઢાવ્યા ને ભંભેર્યા કે રાજગાદી તો તમારી છે ને તમારો હક ડુબી જશે. માટે આ પાંચેનું કાટલું કરી નાંખો. વળી જ્યારે ભણતા હતા ત્યારે પણ પેલા પાંચ બહુ હોંશિયાર ગણાયેલા. તેમાં અર્જુન તો બાણવિદ્યામાં એકકો અને ભીમ પણ ગદા ફેરવવામાં ઉસ્તાદ. એટલે ત્યારથીજ સો ભાઇઓની અદેખાઇ બહુ વધી ગઈ હતી. કેમકે પોતે ઠોઠ જેવા રહ્યા હતા.

એટલે મામાની સલાહથી દોરાઇને તેમણે પાંચે ભાઇઓનું

કાસળ પતાવી દેવાનું ઠરાવ્યું. તેમણે લાખનો એક બંગલો ચણાવ્યો. ઉપરથી કોઈ કળી ન શકે એવો સરસ તે હતો. અને હવાફેરને બ્હાને પેલા પાંચ ભાઈઓને સમજાવી પટાવી ત્યાં રહેવા મોકલ્યા. પછી એક દહાડો રાત્રે આખું ઘર સળગાવી મૂક્યું, તે બળીને ખાખ થઈ ગયું. લોકોએ જાણ્યું કે પાંચ ભાઈઓ બળી મુઆ. બધા બહુ દિલગીર થયા.

ભીષ્મને પણ બહુ ખોટું લાગ્યું. કારસ્તાન કોનાં છે તે પણ એ સમજી ગયા. પણ શું કરે? પોતાનો વંશ નિર્મૂળ ન જાય તે ખાતર બધું સહન કરવું પડતું હતું. પણ હવે તેમણે પેલા સો ભાઈઓ ઉપર ખૂબ ચોકી રાખવા માંડી.

૭

એવામાં દેશાવર ખાતે પાંચાળ દેશમાં દ્રૌપદી નામની રાજકુંવરીનો સ્વયંવર છે એવો ઢંઢેરો પીટાયો. બધા રાજાઓ ત્યાં ભેગા મળ્યા. દ્રૌપદી બહુ રૂપાળી હતી. તેને પરણવાનું દુર્યોધનને મન હતું. એટલે સોયે ભાઈઓ ભીષ્મને તથા બીજા સરદારોને સાથે લઈ ત્યાં ગયા.

પણ દ્રૌપદીને પરણવાનું સહેલું નહોતું. સ્વયંવરની શરત બહુ અઘરી હતી. એક બહુ ઉંચો વાંસ ભોંયમાં દાટી તેના ઉપર ચકર ચકર ફરતું સોનાનું એક માછલું ગોઠવેલું. નીચે એક ખાડો ખોદી તેમાં પાણી ભરેલું. વાંસ પર અધ-

વચ ઉભા રહી, નીચેના પાણીમાં માછલાનો પડછાયો પડે તેના તરફ જોઈ ઉંચે હાથે ઉપલા ચકર ચકર ફરતા સોનાના માછલાની આંખ બાણથી વિંધી નાંખવાની હતી. જે વિંધે તેનેજ દ્રૌપદી પરણે. ઘણા ઘણા રાજાઓએ બહુ પ્રયત્ન કર્યો, પણ કોઈ ફાવ્યા નહિ. કોઈથી તો ચઢાયજ નહિ. કોઈ ચઢી જાય તો વચ્ચે લટકાવેલા ત્રાજવામાં ઠરીને ઉભા રહેવાય નહિ. ઠરીને ઉભા રહેવાય ને નીચે જુએ તો ચક્કર આવે ને ગબડી પડે. તેમ ન થાય તો વિંધાયજ નહિ.

આમ ઘણાક રાજાઓ ભોંઠા પડી શરમાઈ જઇ પોતપોતાની જગા પર બેઠા. અને પછી તો બીજા કોઇની હિમ્મતજ શી ચાલે? રાજા દ્રુપદ પણ ગભરાયો. જો કોઇથી આ કામ ન થાય, તો પછી કન્યા પરણે કોને! તેણે જુસ્સાદાર શબ્દો બોલી બધાને પાનો ચઢાવવા ખૂબ મહેનત કરી કેઃ કેમ! બધા રજપૂત વીરો થાકયા? હાર્યા! બધા પૂતળાં પેઠે કેમ બેઠા છો? મેદાન પડો ને માછલું વીંધી કન્યાને વરો.

એ જોઈ દુર્યોધન—એનામાં જરા અક્કલ તો ઓછીજ હતી—ભીષ્મજીને કહે કેઃ દાદા! તમે કોઇ પણ રીતે આપણા કુળનું નામ રાખો. મારે એ છોકરી સાથે પરણવું છે. તમે માછલું વીંધો તો મારો બેડો પાર થાય. તેણે એટલું બધું દાબદબાણ ચલાવ્યું કે ભીષ્મને ઉભા થવું

પડયું. જો કે તેમણે તો પોકાર કરી કહી દીધું કેઃ ભાઇઓ! તમે સૌ જાણો છો, કે હું પરણવાનો નથી. હું માછલું વીંધીશ, ને દુર્યોધન કન્યાને પરણશે.

એમ કહી તેઓ તો આગળ થયા, પણ એવામાં તેમને અપશુકન થયા એટલે વિચાર માંડી વાળ્યો. અસલના લોકોને તો શુકન અપશુકન પર બહુજ વિશ્વાસ, તે તો તમને ખબરજ હશે. ભીષ્મને તો અપશુકન એ થયાં, કે શિખંડી નામનો છોકરો એની નજરે પડયો. આ શિખંડી બીજો કોઇ નહિ, પણ ભીષ્મની ઉપર વેર લેવાનું નક્કી કરીને પેલી કાશીરાજાની કુંવરી અંબા બળી મરી હતી ને? તેજ. તેણે દ્રુપદ રાજાને ત્યાં જન્મ લીધો હતો. હવે એવું બન્યું કે જન્મે તો એ કુંવરીજ થયેલી પણ રાણીએ કુંવર જન્મ્યો છે એમ કહી સૌને ઠગેલાં ને એની જાત છુપાવેલી. એ કુંવરી (કુંવર) મોટી થઇ ત્યારે એક બીજી રાજકુંવરી સાથે તેનાં લગ્ન નક્કી થયાં ને બંને પરણીયે ગયાં. પછી તો એ શિખંડીને પોતે સ્ત્રી હોવાથી એટલી બધી શરમ લાગી. કે જંગલમાં જઇને તેણે આપઘાત કરવા માંડયો. ત્યારે તે વેળા એક યક્ષે આવીને તેને સ્ત્રીને બદલે પુરૂષ બનાવ્યો. ત્યારથી એને નિરાંત થઇ. પણ તે સ્ત્રીમાંથી પુરૂષ થયેલો, તેથી એનું મ્હોં નજરે પડે તો અપશુકન ગણાય. એટલે

આવાં અપશુકન થયાં તેથી ભીષ્મ તો પાછા બેસી ગયા. આવું થયું એટલે દ્રુપદ ગભરાયો. અને પછી તો તેણે હરકોઇ માણસ, ક્ષત્રિ હોય કે નહિ, તેને અજમાયશ કરી જોવાની છૂટ આપી.

આ સાંભળી એક બ્રાહ્મણ નવજુવાન ઉઠયો ને તેણે માછલું વીંધી નાંખ્યું. ખરી વાત એ કે તે પેલા પાંચ પાંડવમાંનો અર્જુન હતો. એ પાંચે ભાઇઓ ખરૂં જોતાં બળી મૂઆ નહોતા; કેમકે પેલા લાખના બંગલામાં આગ લાગવાની હતી તેની ખબર તેમને પહેલાંથી પડી હતી. તેમણે એક ભોંયરૂં બનાવી રાખ્યું હતું. આગ લાગતાંની સાથેજ તેઓ તે ભોંયરામાં થઇને નાસી છૂટ્યા હતા ને બ્રાહ્મણને વેશે ફરતા હતા. તે આ સભામાં આવેલા હતા. તેમાંથી અર્જુન ઉઠયો ને તેણે માછલું વીંધી નાંખ્યું. તે જોઇ બીજા બધાઓ અદેખાઇથી સળગી ઉઠ્યા, ને પોતપોતાનાં હથિયાર સજી લઢવા ઉભા થયા. ત્યાં મોટો રણજંગ મચી રહ્યો. પણ અર્જુનની સાથે મદદમાં ભીમ વગેરે હતા અને વળી કૃષ્ણ ભગવાન પણ હતા. છેવટે સઘળા રાજાઓ હારીને નાસી ગયા. એ લડાઇમાં દુર્યોધન વગેરે પણ ટીપાઇજ જતે, પણ ભીષ્મજીએ સૌને બચાવી લીધા. તેજ વખતે બધાને ખબર પડી ગઇ કે પાંડવો આગમાંથી બચી ગયા છે, પાંડવો

દયાળુ હતા તેથી, તેમજ વડીલ ભીષ્મના માનને ખાતર તેમણે કૌરવોને જતા કર્યા.

પછી તો મહા ઠાઠમાઠથી દ્રૌપદીનાં લગ્ન થયાં. જો કે ખરો હક અર્જુનનો હતો છતાં કુંતા માતાની ઇચ્છા એવી થઇ કે પાંચે ભાઇઓ સાથે દ્રૌપદી પરણે તો ઠીક. તેથી તે પ્રમાણે કરવામાં આવ્યું. આજના જમાનામાં તો એવું કંઈ બની શકે નહિ, ને કોઇ સ્ત્રીથી પાંચ વરને પરણાય નહિ. પણ આ વાત તો હજારો વરસની છે ને તે વેળા રીતરિવાજ બહુ જુદા ચાલતા હતા.

પછી તો પાંડવો પોતાની નવી વહુને લઈને કૌરવો સાથે હસ્તિનાપુર ગયા, ને ત્યાં ભીષ્મજીએ દુર્યોધનના બાપને સમજાવી પટાવી તેમને અડધું રાજ્ય અપાવ્યું. પણ તેથી દુર્યોધન ને તેનો મામો, પેલો લુચ્ચો શકુનિ તો બળીને ખાખ થઈ ગયા. એ લુચ્ચાઓએ મળીને પાંડવોને હેરાન કરવાની એક નવી જુક્તિ શોધી કાઢી. પાંડવોને પણ નસીબ સંજોગે ખરાબ બુદ્ધિ સૂઝી ને તેઓ પાછા આફતમાં આવી પડ્યા.

શકુનિ પાસે ઇચ્છા મુજમ દાણા આપે તેવા જાદુઈ પાસા હતા. તે વડે પાંડવો સાથે દુર્યોધન સોગઠાંબાજી રમ્યો. બાજીમાં હારે તેણે રાજપાટ મૂકી દેવું ને બાર વરસ વનમાં રહેવું, તથા તેરમે વરસે છૂપે વેશે રહેવું એવી શરત

પહેલેથી કરી. પાંડવોનું પણ આવી બનેલું તે તેમણે શરત કબુલ કરી. પાસા જાદુઈ હતા એટલે પાંડવો તો હારી ગયા ને રાજપાટ તજી શરત મુજબ વનમાં ગયા. ભીષ્મને લાગણી તો બહુ થઈ પણ બાપડા કરે શું ? તે ગમે તેવા તોયે રાજા બનેલા દુર્યોધનના હાથ તળે ગણાય. એટલે મુંગા બેસી રહ્યા. વળી હાર પાંડવોની થઇ એટલે ન્યાયની રીતે પણ તેમનાથી બોલાય તેવું હતું નહિ.

૮

જોતજોતાંમાં તેર વરસ તો પસાર થઈ ગયા. તે દરમ્યાન કંઇ ખાસ જાણવા જેવા બનાવ બન્યા નહિ. દુર્યોધન અવારનવાર પાંડવોને કનડગત કર્યાં કરતો, પણ તેમનો સિતારો પાધરો હતો એટલે તેઓ ટકી રહ્યા. ને છેક છેવટે તેરમું વરસ વિરાટ રાજાને ત્યાં ગાળી પાછા આવ્યા. પછી તેમણે બહાર આવીને હસ્તિનાપુરની બહાર પડાવ નાંખ્યો. દુર્યોધને તો તેઓ આવ્યા છે એમ સાંભળતાંજ ફડાફડ શહેરના દરવાજા બંધ કરાવ્યા ને ચોકી પહેરા મૂકાવ્યા. તે જોઈને તેમજ પોતાના બાપિકા હકનું માન રાખી થોડું ઘણું પણ દુર્યોધન કંઇ આપે છે કે કેમ, તે જોવા માટે પાંડવોએ વિચાર કર્યો. કેમકે નહિ તો તેમને રહેવાને પાંચ વેંત જગા પણ નહોતી. છેવટે તેમણે એમ પણ

નક્કી કર્યું—કે દુર્યોધન છેકજ લાંઠાઈ કરે ને કશું ન આપે તો પછી એની સાથે લડાઈ કરીને એને હરાવવો. ને થોડું ઘણું પણ મેળવી લેવું. ઓછેવત્તે પતાવટ કરવા કૃષ્ણ ભગવાનને પાંડવોએ નીમ્યા. કૃષ્ણ ભગવાને જઇને દુર્યોધનને તથા તેના બાકીના નેવાણું ભાઈ વગેરેને બહુ બહુ સમજાવ્યા, કે અડધું નહિ તો છેવટે ત્રીજે કે ચોથે હિસ્સે રાજ આપો. ભીષ્મ દાદાએ પણ સૌને સમજાવવાને માટે પોતાનાથી બનતું બધુંય કર્યું, પણ પેલા લોકો તો જીદ લઇનેજ બેઠા કે અમે એક તસુભાર જગા પણ આપવાના નથી. છેક છેવટે કૃષ્ણ ભગવાને તો એટલે સુધી જણાવ્યું કે તમે ફક્ત પાંચ ભાઇ વચ્ચે પાંચજ ગામ આપો, તોપણ હું તેમને રાજી રાખીશ ને લઢવાનો વારો નહિ આવે. પણ તેમનું કંઇ વળ્યું નહિ, ને લડાઇજ કરવાનું નક્કી ઠર્યું.

આથી ભીષ્મને બહુ માઠું લાગ્યું કે કાકા કાકાના છોકરાઓ માંહોમાંહે લઢીને કપાઇ મરે એ કંઇ ઠીક નહિ. તેમણે દુર્યોધનને બોલાવી બહુજ દબાણ કરીને કહ્યું કે એ લોકો પાંચજ ગામ લઈને માંડવાળ કરવા રાજી છે તો તે આપવાં, ને લઢાઇનું કારણ મટાડી દેવું. કેમકે ઘરમાં ને ઘરમાં લઢાઇ થાય એ કંઇ કોઇ રીતે સારૂં નહિ.

પણ પેલાને તો લોભ લાગેલો એટલે તેણે તો દાદાની

શિખામણ માનવા ના પાડી; ને લઢાઇની તૈયારી તેમજ લશ્કરી સરંજામની ગોઠવણ કરવા માંડી. ભીષ્મને બહુજ દુઃખ થયું પણ તેમનો કંઇ ઉપાય નહોતો. પોતે ગમે તેવા પણ એજ રાજાનું લૂણ ખાતા હતા, એટલે તેની સામે બળવો પણ થઇ શકે નહિ. મુંગામુંગા બધું જોઇ રહેવું પડયું. બિચારા મનમાં ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા કેઃ હે ભગવાન, તું પાંડવ કૌરવોની સૌની રક્ષા કરજે; તુંજ મારી લાજ રાખી શકે તેમ છે.

તેમ છતાં વળી ભીષ્મને બીજી એક આફત આવી પડી. દુર્યોધને તેમને પોતાના આખા લશ્કરના સેનાપતિ તરીકે નીમવાની મરજી બતાવી. પોતેજ ઉછેરીને મોટા કરેલા પાંચ પાંડવો રૂપી કુમળા બાળકો—ભીષ્મ ઘરડા થયેલા એટલે તેમને મન તો પાંડવો બાળકજ ગણાયને?—તેની સામે લઢાઇના મેદાનમાં સેનાપતિ થઇને નીકળવું એ કંઈ તેમને ઠીક લાગ્યું નહિ. તેમણે તો ના કહી. પણ દુર્યોધન તો ખાઈ પીને તેમનીજ પાછળ મંડયો. તે કહેઃ દાદા અત્યાર સુધી તમે હમ્મેશ અમારી સાથે રહ્યા છો અને દરેક સ્થળે દરેક કામમાં અમને મદદ કરી છે. અને હવે છેલ્લી ઘડીએ તમે અમને છેહ ઘો, તે કેમ ચાલે? હવે તો તમારેજ આ કામ ઉકેલી આપવું પડશે. દુર્યોધન જાણતો

હતો કે ભીષ્મજી ધારે તો એકલાજ બધા પાંડવોને પૂરા પડી શકે એમ છે, એટલે તેણે જીદ લીધી. છેવટ દશ દિવસ સુધી સેનાપતિપણું કરવાની ભીષ્મે હા પાડી. તેમના જીવમાં તો કંઇ કંઇ થઇ જતુ હતું, પણ ન છૂટકે તેને હા પાડવી પડી.

એટલે પછી દુર્યોધનના હરખનું પૂછવુંજ શું? દાદા સેનાપતિ થાય તો પછી મગદૂર શું કોઇની કે મને હરાવી શકે? દશ દહાડામાં તો પાંડવડાઓને મેદાનમેદાન કરી નાંખીશું, એમ તેણે વિચાર્યું.

લઢાઇ ભારે ઝામી. હિન્દુસ્થાનના ઘણાક રાજાઓએ લઢાઇમાં ભાગ લીધો. તેમાં કેટલાક પાંડવની તરફથી પોતપોતાનાં લશ્કર લઇ મેદાને પડ્યા ને બીજા કેટલાક દુર્યોધન તરફથી આવ્યા. રોજ હજારો જોદ્ધાઓનો કચ્ચરઘાણ નીકળવા લાગ્યો.

એમ કરતાં પાંચ દિવસ થયા. રોજ ભીષ્મ એકલે હાથે લગભગ લાખ અધલાખ માણસ મરતા. પાંડવો તરફથી અર્જુન, ભીમ વગેરે પણ પૂરતો કચ્ચરઘાણ કાઢતા. પણ પાંચ દિવસને અંતે સુદ્ધાં ન પાંડવોમાંનો એકે મરાયો, કે નહિ કંઈ લઢાઇનો અંત આવે તેવું લાગ્યું. બે બાજુના લાખો સિપાઇઓ જમરાજાને ત્યાં જઇ પહોંચ્યા, એટલુંજ.

જ્યારે આવું જોયું ત્યારે દુર્યોધન ગભરાયો. પાંચ

પાંચ દિવસ થયા પણ પાંચ ભાઈઓમાંનો એકકે મરતો નથી, ત્યારે તો ભીષ્મ મન દઈને લઢતા નથી એમજ તેને વહેમ પેઠો. તેને લાગ્યું કે ભીષ્મ પાંડવોને તાકીને બાણુજ મારતા નથી. એવું હોય તો પછી તેમને સેનાપતિ રાખેલા ચે શા કામના? તેણે પોતાના મામા શકુનિ સાથે મસલત કરી ને તે રાત્રે ભીષ્મને મળવા તેમને તંબુએ ગયો.

બેટા, કેમ મળવા આવ્યો છે?—દાદાએ પૂછ્યું.

જડસુ જેવો દુર્યોધન ગુસ્સાભેર બોલ્યો: દાદા, પાંચ પાંચ દહાડા તમે લઢ્યા, પણ પેલા પાંચમાંનો તો એકેય મર્યો નહિ. બધા જેવા ને તેવા છે. મને તો લાગે છે, દાદા તમે મન દઈ લઢતાજ નથી ને પાંડવોની બે આંખની શરમ રાખો છો. એમજ હોય, તો પછી તમને સેનાપતિ પદે રાખીને શો ફાયદો? તેના કરતાં તો કર્ણભાઈનેજ સેનાપતિ કર્યો હોય તો ઠીક કે એકજ દિવસમાં પાંચેને મારી નાંખે.

કેવું હડહડતું અપમાન! પોતાના ઘરના વડીલ પુરૂષની સાથે કેવું તોછડાઈભરેલું વર્તન! ભીષ્મ દાદાએ કોઈ દહાડો કોઈને મોંઢે આવાં વચન સાંભળ્યાં નહોતાં. તેમને આ શબ્દો સાંભળીને ઝાંઝ ચઢી. પણ મનની લાગણી મનમાંજ દાબી રાખીને તેઓ ગંભીરતાથી બોલ્યા: દુર્યોધન, તારી તો કંઈ બુદ્ધિજ બગડી છે કે શું? નહિ તો તું આવાં વચન

કેમ બોલે ? તું કર્ણ કર્ણ કરે છે, તો કર્ણ સાથે હતો છતાં ચિત્રરથ ગાંધર્વ તને મુશ્કેટાટ બાંધીને લઈ ગયેલો, તે એટલામાં ભૂલીજ ગયો કે ? પાંડવને કોણ મારી શકવાનું છે ? શ્રીકૃષ્ણ ભગવાન જેની મદદમાં છે તેને કોણ મારી નાંખી શકે ? જો તેમ ન હોત તો એક ક્ષણમાં હું પાંચેને મારત. જા, જા, તારે તંબુએ જઇને સુઇ જા. કાલે હું એવો જંગ ખેલીશ, કે એક પણ માણસ જીવતુંજ ન રહે.

૯

એ સાંભળી રાજી થઇને દુર્યોધન પોતાને મુકામે ગયો. પોતાનું કામ હવે નક્કી પાર પડશે એમ ધારી તે મનમાં ને મનમાં હરખાતો હતો. બીજે દિવસે ફરી લઢાઇ શરૂ થઈ. કોઇ દિવસ કોઇએ ન ભાળ્યું હોય તેવું શૂરાતન તે દિવસે ભીષ્મજીએ દાખવ્યું. પાંડવો એક વાર તો ગભરાઈ ગયા કે આજે તો આખુંયે લશ્કર કપાઇ જશે. અર્જુન ખૂબ જોશભેર લઢતો પણ દાદાના બાણથી ઘવાતો હતો. દાદાએ પણ મૂછો મરડી ખોંખારો કરી કૃષ્ણ ભગવાનને કહ્યું: જોઉં છું કૃષ્ણજી ! આજે પાંડવને કેમ બચાવો છો તે ! આજે તો હું બધાને બરાબર બતાવી દેવા માંગું છું.

એમ કહી ભીષ્મે નારાયણાસ્ત્ર નામનું બાણ છોડયું. એ જમાનામાં આ જાદુઇ અસ્ત્ર બહુજ ભયંકર ગણાતું. શત્રુ

પક્ષના જે જે માણસના હાથમાં કંઇ પણ હથિયાર હોય તેના માથાંજ તે કાપી નાંખે. ભીષ્મને આ બાણ છોડતા જોઇ ભગવાન પણ ગભરાયા ને અર્જુન પણ બીધો. અર્જુને ભગવાનને પૂછ્યું: ભગવાન, હવે શું કરવું?

શ્રી કૃષ્ણ કહે: બીજો કંઇ વિચાર કરવાનો વખતજ નથી. તારૂં બાણ જમીન પર નાંખી દે. એમ કહી તેમણે પાંડવ પક્ષના બધા સિપાઇ સરદારોને પણ તેમજ કરવા સૂચવ્યું. બધાએ તુરતજ હથિયાર જમીન પર નાંખી દીધા. પણ ભીમે તેમ ન કર્યું. તેની પ્રતિજ્ઞા હતી કે લઢાઇમાં કદિ હથિયાર તજવું નહિ. નારાયણ બાણ પૂર વેગે ધસમસતું આવ્યું, તો એકલા ભીમને ગદા સાથે જોયો. તરત તેના તરફ વળ્યું. શ્રીકૃષ્ણને લાગ્યું કે ભીમની રક્ષા કર્યા વિના છુટકો નથી એટલે તેમણે પોતાના તેજ વડે તેમ કર્યું. તે તો ભગવાનનો અવતાર હતા. ગમે તે, ધારે તે કરીજ શકેને? ભીષ્મ દાદા કૃષ્ણની આ બાજી સમજી ગયા ને સહેજ હસ્યા. બીજા દશ વીસ હજાર સિપાઇઓને મારી તે દિવસનું યુદ્ધ બંધ કીધું.

એમ કરતાં સાતમે દિવસે વળી પાછો દુર્યોધન રાત્રે આવ્યો ને દાદાને કહેવા લાગ્યો કે: દાદા, આજ સાત સાત દહાડા થયા કંઇ વળતું નથી. એ તે શું? કૌરવોને, આપણાં

લશ્કરને ધિક્કાર છે ! તે કરતાં તો ચાલો, આપણે સૌ એક મોટી ચિતા ખડકીને બળી મરીએ.

દુર્યોધનના આ શબ્દો દાદાને ઝેર જેવા લાગ્યા. પાંડવો પર જીત તો મળવાનીજ નથી એમ દાદા જાણતા હતા. પણ દુર્યોધનને—મૂરખાને સમજાવવું શી રીતે ? છેવટે કહ્યું કેઃ જો, પાંડવને મારવા આ મારા ભાથામાંથી પાંચ બાણ મંતરીને લઉં છું. એક એક બાણે એકેક પાંડવ મરશે—મરશેજ મરશે.

ભીષ્મ દાદાની પ્રતિજ્ઞા કેટલી જબરદસ્ત હોય છે તે દુર્યોધન જાણતો હતો. તે બહુ હરખાયો. બીજી બાજુ પાંડવોને પણ આ વાત ઉડતી ઉડતી ખબર પડી. એટલે તેઓ ગભરાયા. શું કરવું તે સૂઝ્જ ન પડે. કૃષ્ણ ભગવાનને પણ ચિંતા થઇ. આખરે તેમણે એક યુક્તિ શોધી કાઢી.

આગળ ચિત્રરથ નામનો ગાંધર્વ દુર્યોધનને હરાવી બાંધીને લઇ જતો હતો તે વાત એક વાર આવી ગઇ છે. એ આફતમાંથી અર્જુનેજ દુર્યોધનને છોડાવેલો. તે વેળા દુર્યોધને અર્જુનને કહેલું કેઃ તું જે જોઇએ તે માંગી લે. ત્યારે અર્જુને કહેલું કે મારે જ્યારે જોઇશે ત્યારે માંગીશ. તે વચન આ વેળા અર્જુનને કામ આવ્યું. અસલના વખતમાં રાજપુત રાજાઓ રોજ દિવસે લડતા, પણ રાત્રે જ સ્યા

પછી, મળવા ભેગા થતા. અર્જુન રોજ સાંજે ભીષ્મજીનાં પગ ચાંપવા જતો. સાંજે લઢાઈ પૂરી થાય એટલે તંબુએ જઇ ભોજન કરી દાદાને તંબુએ જતો. તેમ આજે તે દુર્યોધનને તંબુએ ગયો અને તેને પેલું વચન યાદ દેવડાવી તેનો મુગટ માંગ્યો. અલબત્ત, તે આપ્યા વિના દુર્યોધનનો છૂટકો જ નહિ. કેમકે પોતે વચન આપેલું, ને અસલના જમાનામાં તો એવાં વચન અબી બોલા અબી ફોક થાયજ નહિ. પછી તે પહેરી દુર્યોધનનો વેશ ધારણ કરી અર્જુન દાદાને તંબુએ ગયો. દાદા સૂતા હતા તે મુગટ વગેરે જોઈ એમજ સમજ્યા કે દુર્યોધન આવ્યો છે. તેમણે પૂછ્યું કે: પાછો કેમ આવ્યો ? એટલે અર્જુને (દુર્યોધન વેશે) કહ્યું કે: દાદા, પાંડવોને મારવાના પેલા મંતરેલા પાંચ બાણ મનેજ આપો. મારે પોતીકે હાથે તેમને ઠાર કરવાનું મને બહુજ મન છે. માટે તેમ કરો તો સારૂં.

દાદાને પણ એ વાત ઠીક લાગી. મૂળ તો પાંડવને મારતાં તેમનો જીવ ચાલતો નહોતો, ને આ બાણ તૈયાર કર્યાં ત્યારનો તેમનો જીવ બળ્યા કરતો હતો ને ચેન પડતું નહોતું. એટલે દાદાએ તો પાંચે બાણ આપીને કહ્યું: લે ભાઇ, જા, લઇ જા.

અર્જુન તો પાંચે બાણ લઇ હરખાતો હરખાતો

આવ્યો ગયો. પણ એવું કાવતરૂં કેટલી વાર અજાણ્યું રહે ? દાદાને થોડીજ વારમાં ખબર પડી ગઈ. તેમણે જાણ્યું કે આ બધી બાજી રમનાર શ્રી કૃષ્ણ ભગવાન છે. તેમણે મનમાં ગાંઠ વાળી કે કૃષ્ણે મારી પ્રતિજ્ઞા આમ તોડાવી છે, તો હું પણ તેમની પ્રતિજ્ઞા તોડાવું ત્યારેજ ખરો. કૃષ્ણ ભગવાને એવી પ્રતિજ્ઞા કરી હતી કે આખી લડાઈ દરમ્યાન હું તો હથિયાર નહિજ વાપરૂં, ને તટસ્થ રહીશ. આ પ્રતિજ્ઞા તોડવાનો નિશ્ચય ભીષ્મ દાદાએ કર્યો.

૧૦

પછી બીજે દિવસે લડાઇ બહુ ખૂનખાર જામી. ભીષ્મ દાદાએ આખા પાંડવ લશ્કરને બેભાન કરી નાંખ્યું. અર્જુન ભીમ પણ બધા મૂર્ચ્છિત થઇને પડયા. એક કૃષ્ણ ભગવાન બચી ગયા. ભીષ્મ દાદાને તો તેમની પ્રતિજ્ઞા તોડાવવી હતી. એટલે તેમણે શું કર્યું તે હવે જુઓ. તેઓ જયાં અર્જુન પડયો હતો ત્યાં ગયા ને હમણાંજ ફરસી મારીને અર્જુનને મારી નાંખું છું એવો ડોળ કર્યો. હવે કૃષ્ણ ભગવાન ગભરાયા. અર્જુન મરે એટલે તો પછી થઇજ રહ્યું ! બધાજ પાંડવોનું આવી બન્યું ને લડાઇ પણ પતી જાય. અર્જુનને કેમ મરવા દેવાય ? એટલે આખરે પોતાની પ્રતિજ્ઞા તોડીને શ્રીકૃષ્ણે પોતાનું સુદર્શન ચક્ર નામનું હથિયાર હાથમાં

લીધું ને જાણે ભીષ્મ પર છોડતા હોય તેવો ડોળ કર્યો. એટલે ભીષ્મ હસતા હસતા બોલ્યા: બસ, મહારાજ! તમે મારી પ્રતિજ્ઞા તોડાવી હતી, તેમ મારે પણ તમને એટલાજ પાપમાં ઉતારવા હતા. તે મારી ઇચ્છા પાર પડી છે. આમ બેભાન દશાવાળા અર્જુનને કંઇ થોડોજ હું મારવાનો હતો?

તે દિવસે રાત્રે પાંચે પાંડવ ભેગા મળી દાદાને તંબુએ ગયા. ને પ્રણામ કરી કહ્યું: દાદા! આમ તો કંઈ નીવેડો આવતો નથી. તમે છો ત્યાં સુધી અમારૂં કંઈ વળતું નથી. માટે આજ્ઞા આપો તો અમે અમારે જંગલમાં ચાલ્યા જઇએ. અમારે લઢવું નથી.

ત્યારે દાદા હસીને બોલ્યા: નારે ના, બેટા, ના. એમ તે થાય! એ તો નામર્દાઇ કહેવાય. ક્ષત્રિનો બચ્ચો કદિ જંગલમાં નાસી જાય? તમે એક કામ કરો. જુઓ, કાલે દશમો દિવસ છે. હું પરમ દિવસે હથિયારને અડવાનો પણ નથી. ને તમે એવું કરો કે હું કાલે પણ ધનુષબાણને અડું નહિ. એ યુક્તિ તમે કૃષ્ણને પૂછજો. જાઓ, એ બતાવશે. મારાથી કહેવાય નહિ.

પાંડવો ગયા ને કૃષ્ણને પૂછ્યું. તેમને તુરત યાદ આવ્યું, કે શિખંડીના રૂપમાં અંબા ભીષ્મનું વેર લેવાને જન્મી છે એટલે તેને હાથે એમનું મોત છે. વળી એનું મોઢું અપ-

શુકનીયાળ ગણીને દાદા એને જોશે, કે તુરતજ હથિયાર તજી દેશે. ને તેમ થતાં શિખંડીજ ખૂબ બાણો મારી દાદાના ચૂરેચૂરા કરી નાંખશે. માટે એ યુક્તિજ સારી છે.

પછી બીજે દિવસે શિખંડીને સરદાર તરીકે મોખરે રાખવા ઠર્યું. તે પાંડવોનો સાળો થાય એટલે તેમના તરફથી લઢવા તો આવેલો જ હતો. બીજે દિવસે કલાકેક લઢાઇ થઇ એટલે પછી શિખંડીને અર્જુનના રથમાં શ્રીકૃષ્ણની જગાએ સારથી તરીકે બેસાડયો. તેને જોતાંજ દાદાએ હાથમાંથી હથિયાર મેલી દીધાં, ને બે હાથ જોડી ઈશ્વરની પ્રાર્થના કરવા બેસી ગયા. શિખંડીને આગલા જન્મનું વેર યાદ આવ્યું, ને તેણે દાદાને અગણિત બાણોથી વીંધી નાંખ્યા.

દાદાનું શરીર પડયું. પણ તે જમીનને ન અડે. તેમના શરીર નીચે બાણોની પથારી થઇ ગઇ. તે પર તેઓ સૂતા. હજુ જીવ જતો રહ્યો ન હતો. બંને પક્ષોએ લઢાઇ અટકાવી અને પાંડવ કૌરવ સૌ રડતા રડતા દાદા પાસે ભેળા થયા. દાદાએ કહ્યું: રડશો મા, બેટાઓ રડશો મા. હજુ હું મૂઓ નથી. વળી મારી પોતાની ઇચ્છા થાય ત્યાં સુધી હું મરવાનો પણ નથી. મેં મારા મનમાં નક્કી કર્યું છે કે આવતી ઉતરાણનો દિવસ જાય પછીજ હું મરણ પામીશ. ત્યાં સુધી બાણની પથારી પર પડી રહીશ.

પછી દુર્યોધનને કહ્યું: અલ્યા દુર્યોધન. મારૂં માથું ઝુકી જાય છે. એકાદ ઉશિકું તો આપ. દુર્યોધને દશ બાર નોકરો દોડાવ્યા, ને ધમાધમ કરી મૂકી ને ઉશિકા મંગાવ્યા. તે આવે તે પહેલાં તો દાદાએ હસીને અર્જુનને આંખ મારી. તુરતજ તેણે બાણ વડે એક ઉશિકું બનાવી આપ્યું ને તે ગોઠવી દીધું. દાદાને પણ મરતાં મરતાં દીકરાઓની ઠેકડી કરવાનું મન થયું હશે, એટલે વળી પાછું દુર્યોધનને કહ્યું: અલ્યા, મને તરસ લાગી છે, પણ તું તો પાણીનુંયે પૂછતો નથી !

દુર્યોધન જાતે પાણી લાવવા દોડયો. હાથમાં લોટો લઇને તે આવ્યો એટલે દાદા કહે: એ જળ નહિ, જો, આ. એમ કહી અર્જુન તરફ જોયું. તેણે એક બાણ ચઢાવી જમીનમાં માર્યું એટલે જમીન ફાટી ખળખળ ગંગાના પવિત્ર જળનો રેલો ત્યાં ચાલ્યો. ગંગા તો ભીષ્મની માજ થાય ને ! દાદાએ પેટ ભરીને પાણી પીધું. પછી દુર્યોધનને બહુ બહુ સમજાવ્યો કે તારી લઢવાની જીદ છોડી દે ને સલાહ કર. પણ એ મૂરખાને ગળે કંઇ ઉતર્યું નહિ.

હવે બહુ થોડુંજ કહેવાનું રહ્યું છે. રોજ લઢાઈ થયાં કરતી. ભીષ્મ એક બાજુ બાણપથારી પર પડયા રહ્યા. છેવટે લઢાઈ પૂરી થઇ ને કૌરવો બધા મરાયા. તો પણ ભીષ્મ



બાણ શય્યા પર ભીષ્મ દાદા. અર્જુન બાણ મારી ગંગાજી પ્રગટાવે છે. [ પાનું ૪૦

જીવતા હતા. પછી પાંડવો દાદાની ખૂબ સેવા ચાકરી કરવા લાગ્યા; તે દરમ્યાન—ઉતરાણને થોડા દિવસની વાર હતી એટલા ગાળામાં દાદાએ પાંડવોને પુષ્કળ જ્ઞાન અને બોધ આપ્યાં; અને સત્યનો તથા શાંતિનો રસ્તો બતાવ્યો. તેમજ ધર્મ શું છે તે સમજાવ્યું. એમનો કરેલો ઉપદેશ હજુ પણ પુસ્તકોમાં મોજુદ છે ને બહુજ વાંચવા જેવો છે. તમે ગમે તેવા દુઃખમાં હો, પણ એમાંથી થોડું ઘણું વાંચો તોયે તમને શાંતિ વળે અને ન્હેન પડે. મોટા થાઓ ત્યારે એ ચોપડી વાંચવાનું તમે ભૂલતા નહિ. પાંડવોને બોધ દેવાનું પત્યું એટલામાં ઉતરાણ પાસે આવી. તે વીતી ગયા પછી ઇશ્વરનું સ્મરણ કરતાં કરતાં દાદાએ જમના દૂતોને સંભાર્યા, એટલે તેઓ આવી હાજર થયા અને દાદાના આત્માને માનભેર વિમાનમાં બેસાડીને લઇ ગયા.

આ પ્રમાણે ભીષ્મ દાદાની જીંદગી પૂરી થઇ. તેમણે જેટલી પ્રતિજ્ઞાઓ કરી હતી તેટલી પાળી. વળી ન પરણવાનો એક વાર નિશ્ચય કર્યો તે પણ ઠેઠ સુધી સરસ રીતે પાળ્યો. આજના જમાનામાં એવા માણસો બહુજ ઓછા પાકે છે કે; જેમને લગ્નના લ્હાવા લેવાનું મન ન થાય. તેમાં ભીષ્મ દાદાના જેવા શાણા, શૂરા, દૃઢ, પ્રતિજ્ઞાપાળક, વ્હાલસોયા અને પુણ્યશાળી તો કોઇજ નહિ હોય. દાદાના આ સૌ ગુણો

તમારે બધાએ ખાસ ધ્યાનમાં રાખવા અને તમારી ચાલ-ચલગતમાં ઉતારવા જોઈએ. જુઓને, આજે હજારો વરસ પછીયે આપણે દાદાને કેવા સંભારીએ છીએ ? તે બધું તેમના ગુણોને લઈનેજ. માટે આ ચોપડી વાંચો તે સઘળાએ દાદા પેઠે પવિત્ર, અડગ અને શૂરા થવાનો નિશ્ચય કરવો. બોલો—

ભીષ્મ દાદાની જય !





## યુધિષ્ઠિર

ભીષ્મ દાદાની વાત તમે વાંચી ગયા. હવે હું તમને યુધિષ્ઠિરની વાત કહેવાનો છું. યુધિષ્ઠિર કોણ તે તો તમને

ખબર જ છે. કેમ નહિ હોય ? પાંડુ રાજા કરીને ભીષ્મના એક ભત્રીજા હતા. આગળ જણાવ્યા મુજબ પાંડુ રાજાને પાંચ છોકરા હતા. એ પાંચ છોકરામાંથી મોટાનું નામ યુધિષ્ઠિર. યુધિષ્ઠિર શબ્દનો અર્થ તમને ખબર નહિ હોય. એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે. તેનો અર્થ એવો થાય છે કે યુદ્ધમાં—લઢાઈમાં સ્થિર એટલે શાંત રહે એવો માણુસ. જે માણુસ ગમે તેવી લઢાઈમાં પણ જરાયે ગભરાય નહિ, મુંઝાય નહિ તે યુધિષ્ઠિર કહેવાય. પણ આજના જમાનામાં લક્ષ્મીરામ કંઈ પૈસાદાર નથી હોતા; કે અમરપાળ કંઈ મરેજ નહિ એવું નથી બનતું. તે પ્રમાણે નામ પ્રમાણે ગુણ હોવોજ જોઇએ એવું કંઇ તે જમાનામાં પણ નહોતું. વળી નામ તો માણુસનું બચપણથી પડે. તે વેળા તેનામાં કયો ગુણ છે ને કયો નથી તે માલમ પણ કયાંથી પડે ? એટલે જેવું નામ તેવા ગુણ કોઇકજ માણુસમાં દેખાય છે.

આથી કંઈ હું એમ નથી કહેતો તે યુધિષ્ઠિર લઢાઇ વેળા શાંત રહે નહિ અને ગભરાઇ જાય તેવા માણુસ હતા. વાત એમ છે કે લઢાઇઓ લઢવી કે તેમાં ગભરાવું નહિ એ કંઇ તેમનો મુખ્ય ગુણ ન કહેવાય. તેમનો મુખ્ય ગુણ તો બીજોજ હતો. અને તે ગુણને લીધેજ આપણે બધા આજે પણ તેમને યાદ કરીએ છીએ; અને જ્યાં સુધી દુનિયા ચાલે

છે ત્યાં સુધી સૌ તેમને યાદ કરશે. તે તેમનો ગુણ સાચું બોલવાનો હતો. તેઓ હંમેશાં સાચુંજ બોલતા. વળી તેઓ બહુજ દયાળુ, ધર્મનિષ્ઠ, સીધી લીટીના અને શાંત માણસ હતા. પણ એ બધું તમે ધીરે ધીરે તેમના હેવાલ પરથી જાણો તેજ ઠીક, એટલે તેજ શરૂ કરીએ.

યુધિષ્ઠિર પાંડુરાજાના સૌથી મોટા દીકરા થાય. પાંડુ-રાજા એક વાર શિકારે ગયેલા. ત્યાંજ તેઓ મરણ પામ્યા. તે પછી પાંચે ભાઇઓ હસ્તિનાપુર રહે, ખાય પીએ ને મઝા કરે. ભીષ્મ દાદા તેમની સંભાળ પણ સારી રીતે રાખે. બધા જરા ઉમ્મર લાયક થયા એટલે તેમને જનોઇ દીધી અને પછી ભણવા મૂકયા. અસલના જમાનામાં કંઇ મોટા મોટા મકાનોમાં નિશાળો નહોતી ચાલતી. તે વખતે તો મોટા મોટા પંડિતો પોતાને ત્યાં ચેલાઓને રાખતા અને ભણા-વતા. જેને ભણવું હોય ને એવા પંડિત મહેતાજીને ત્યાંજ જાય, ત્યાંજ રહે, ગુરૂની સેવા ચાકરી કરે અને તે જે શીખવે તે ભણે. તે પ્રમાણે આ પાંચ પાંડવો અને પેલા ધૃતરાષ્ટ્રના સો લુચ્ચા છોકરાઓ—દુર્યોધન વગેરે—ને સાથે ભણવા મૂકયા.

હવે પાંચ પાંડવમાં યુધિષ્ઠિર તો બિચારા ભલા અને શાંત હતા પણ ભીમ મહા તોફાની અને ટીખળી હતો. તે જાડો પાડો લઠીંગા જેવો ને બહુ જોરાવર હતો. તેના હાથને

વારે વારે ચેળ આવતી અને અવારનવાર દુર્યોધન અને તેના ભાઇઓને તે મેથીપાક ચખાડતો. દુર્યોધન અને તેના ભાઇઓ બહુ અદેખા હતા. ભણવામાં અર્જુન સૌથી હોંશિયાર હતો. તે તેમનાથી ખમાતું નહિ. તેઓ છેક ઠોઠ હતા, અને સીધી રીતે તો પાંડવને ભણવામાં હરાવાય તેમ હતું નહિ; તેથી ગાળો દેતા. અને પછી ભીમનો માર ખાતા. પણ તેથી તેમના મનમાં ગુસ્સો વધતોજ જતો અને એ પાંચેનું કાટલું કેમ કાઢી નાંખવું તેના વિચારમાં તેઓ હંમેશ રહેતા. દ્રોણને ત્યાં બધા બાણ મારવાની વિદ્યા શીખવા રહ્યા તેમાં પણ એવું ને એવુંજ; એટલે મોટા થયા પછી એ બધાનું વેર લેવાનો ઘાટ પેલા સો ભાઇઓ ઘડતા.

એમ કરતાં કરતાં ઘણા દહાડા નીકળી ગયા. બધાયે ૧૦૫ ભાઇઓ ભણી પરવાર્યા, અને મોટા પણ થયા. પેલા સો ભાઈઓનો એક મામો હતો. તેનું નામ શકુનિ. તે મહા કાફર અને ખંધો હતો. પાંચ પાંડવોનું કાસળ કાઢવાની તરકીબો તેજ શોધી કાઢતો અને પોતાના ભાણજાઓને શીખવતો. ભાણજાઓને પણ હવે ચટપટી લાગી કે ક્યારે એ પાંચેને મારીએ અને નિરાંતે સૂવાના દિવસ આવે. એટલે એક લાખનો મહેલ તૈયાર કરાવ્યો. લાખ તો તમે જોઈ હશે. તે લાલ રંગની હોય છે અને બહુ ચીકણી હોય છે. ગાંધીને ત્યાં મળે છે,

તાપ લાગવાથી આ લાખ ઓગળીને રસ થઇ જાય છે. લાખના ઘરમાં કોઈ રહેતું હોય ને આગ લાગે તો બચવાનો રસ્તો રહે નહિ. તે મુજબ પાંચ પાંડવને પેલા સો અદેખા કૌરવોએ અને શકુનિ મામાએ એવા એક લાખના ઘરમાં પટાવી ફોસલાવીને રહેવા મોકલ્યા અને પછી દુર્યોધનના એક ગોઠીઆએ આગ લગાડી. પણ એક છૂપા ભોંયરા વાટે પાંચે નાસી ગયા અને મરતાં બચ્યા.

પાંડવોનું નસીબ મોટું હતું. આગમાંથી બચ્યા પછી તેઓ છૂપે વેશે બ્રાહ્મણ તરીકે રહ્યા. ત્યાં તેમને દ્રુપદરાજની દીકરી દ્રૌપદીના સ્વયંવર વિષે ખબર પડી. સ્વયંવરમાંની શરત પ્રમાણે અર્જુને માછલી વીંધી. અને તેથી તેની સાથે દ્રૌપદીનાં લગ્ન કરવાનું ઠર્યું. તે વાત કહેવા અર્જુન ઘેર ગયો અને બારણેથીજ બોલ્યો કે મા, મા હું કંઈ લાવ્યો. એટલે માએ કહ્યું: પાંચે ભાઇ વહેંચી લેજો. પરિણામે દ્રૌપદીનાં લગ્ન, માનું વચન જાળવવાને, પાંચે ભાઇઓ સાથે થયાં, અને યુધિષ્ઠિર પણ પરણવા પામ્યા. અર્જુન અને ભીમ તો દ્રૌપદી ઉપરાંત બીજી બબ્બે ત્રણ ત્રણ સ્ત્રીઓ પરણ્યા હતા. પણ બિચારા યુધિષ્ઠિરને એવા ઝાઝા લગન કરવાનો શોખ ન હતો. અને પાંચે ભાઇને દ્રૌપદીની સાથે પરણવાનું થયું ન હોત તો તેઓ કુંવારાજ રહેત.

દ્રૌપદીની સાથે લગન થયું એટલે તો બધી દુનિયાને ખબર પડી કે આ તો પાંડવો જીવતા છે. ત્યાર પછી તેઓ પાછા હસ્તિનાપુરમાં ગયા અને ત્યાંથી રાજપાટનો ભાગ લઇને પોતાની રાજધાની ઇન્દ્રપ્રસ્થ નામના શહેરમાં બનાવી. હવે રાજપાટ તો પાંચે ભાઈને ભોગવવાનું હતું પણ સૌથી મોટા યુધિષ્ઠિર હતા એટલે રાજા તરીકેનો મુગટ તેમનેજ પહેરવો પડયો. ટુંકામાં યુધિષ્ઠિર રાજા થયા.

હાલમાં તો હવે કળિયુગ ચાલે છે, પણ તે પહેલાં ત્રેતાયુગ ચાલતો હતો. આ પાંડવો એ ત્રેતાયુગના છેલ્લા ભાગમાં થઈ ગયા છે એમ કહેવાય છે. એ યુગ પૂરો થયાને પાંચ હજાર વરસ થયાં. તે જમાનામાં યજ્ઞ હોમ હવન વગેરે બહુ થતું. હાલમાં પણ કોઈ ઠેકાણે મહારૂદ્રયજ્ઞ, વિષ્ણુ-યાગ વગેરે થાય છે, પણ તેમાં ખરચ બહુ થતો હોવાથી હાલ તે એકંદરે ઓછું થઈ ગયું છે. એવા હોમ હવનથી દેવો ખુશ થાય છે એમ લોકો માને છે. એટલું તો ખરૂંજ કે એ બ્હાને ગરીબગુરબાંને સારૂં ખાવાનું મળે છે, પુષ્કળ દાન થાય છે અને હવા પણ ચોકખી થાય છે. અસ-લના રાજાઓ તો ઘણીયે વાર યજ્ઞ કર્યાજ કરતા. તે પ્રમાણે યુધિષ્ઠિરને પણ રાજા થયા પછી યજ્ઞ કરવાનું મન થયું.

તે પ્રમાણે તેમણે એક મોટા યજ્ઞ કર્યો. તે યજ્ઞ રાજ-

સૂય યજ્ઞ નામનો હતો, અને ત્રણ વરસ સુધી લાગલાગટ ચાલ્યો હતો. તે વેળા પણ યુધિષ્ઠિરે તો પોતાના મનની મોટાઈ બતાવી આપી. દુર્યોધને પોતાને અને પોતાના ભાઇને આટઆટલું દુઃખ દીધું, છતાં તેને પણ યજ્ઞમાં તેમણે તેડલો; તેમજ યોગ્ય માનપાન આપ્યું હતું. ભીમ તો ગુસ્સે ભરાઇ દુર્યોધનને ખોખરો કરવા વારે ઘડીએ ઉછળી પડતો; પણ તે વખતે યુધિષ્ઠિરજ તેને વારતા અને શાંત પાડતા.

એમ છતાં ખુબીની વાત છે કે મોટા માણસો પણ કેટલીક વાર છક્કડ ખાઇ જાય છે. દુર્યોધને એકવાર એ સૌને પોતાને ત્યાં તેડ્યા, અને સોગઠાંબાજી રમવા કહ્યું. એની આ જાળમાં યુધિષ્ઠિર ફસાયા, અને બાજી રમવા બેઠા. બાજી રમ્યા તો રમ્યા, પણ નસીબ સંજોગે બુદ્ધિ એવી બહેર મારી ગઈ કે શરતો પણ કરી અને રાજપાટ પણ ગુમાવી બેઠા. આમાં ઘણો વાંક યુધિષ્ઠિરનોજ હતો. બાજી રમવા પણ તેઓજ બેઠેલા. પોતે જરા ભોળા રહ્યા અને વળી દુર્યોધન જે કહે તે સાચુંજ કહે છે એમ માની લે. શરૂઆતની એક બાજીમાં તેઓ જીત્યા એટલે જરા ચડસ ચઢયો અને સૌ ભાઇઓની મરજીથી શરત મારી ને રમ્યા. ભીમના મનમાં તો એમજ હતું કે કદાચ હાર્યા તો પણ દુર્યોધનને ધપ્પો મારીને પાછો ઠેકાણે આણીશું. પણ યુધિષ્ઠિરે તો

ચોકખું કહ્યું કે બોલેલું વચન મારે ફોક કરવું નથી. અને કબુલાત પ્રમાણે ભીમ નહિ વરતે તો હું તો જીભ કરડીને મરીશ. આ પ્રમાણે યુધિષ્ઠિરે વચન પાળવામાં મક્કમતા બતાવી તેથી ભીમ ચુપ રહ્યો. પછી બધા બાર વરસ જંગલમાં રહેવા ગયા.

શરૂઆતમાં આખા હિંદુસ્તાનનાં બધાં તીરથ ફર્યાં બાદ, તેઓ જંગલમાં રહેતા હતા ત્યારે એક વેળા એવું બન્યું કે શિવરાત્રિનો દિવસ હતો. જંગલમાં પાસેજ ઇન્દ્રેશ્વર મહાદેવનું થાનક હતું. એ મહાદેવને દહેરે શિવરાત્રિને દહાડે બહુજ જબરદસ્ત મેળો ભરાતો, અને હજારો લોકો જાત્રાએ આવતા. અહિં દુર્યોધન પણ પોતાના મામા શકુનિ અને મોટા લાવલશ્કર સાથે જાત્રાને બ્હાને આવ્યો. ખરી વાત તો એ હતી કે જાત્રા બાત્રાનો બધો ઢોંગ હતો. એ હરામી તો કોઈ પણ રીતે પાંડવોને હેરાન કરવાનું ખોળતો હતો. વળી પાંડવોની વહુ દ્રૌપદીને ઉંચકી જવાનો પણ એનો વિચાર હતો. પણ એનો આ વિચાર પાર નહિ પડયો. એ કેમ બન્યું તે સાંભળો.

એ મહાદેવ ઇન્દ્રેશ્વર કહેવાતા તેનું કારણ એવું કે સ્વર્ગનો રાજા ઇન્દ્ર એ દહેરાનું રક્ષણ કરતો. દરેક મેળા વખતે લુચ્ચા બદમાશો ખરા ભગતોને હેરાન ન કરે તેની

પણ એ સંભાળ રાખતો. આ વરસે પણ એવું રખેવાળું કરવાને માટે તેણે પોતાના એક સરદારને મોકલ્યો. આ સરદારનું નામ ચિત્રરથ ગાંધર્વ. ગાંધર્વ એટલે તમને ખબર નહિ હોય. ગાંધર્વ સ્વર્ગલોકના ગવૈયાઓનું નામ છે. તેઓ ઇન્દ્રના તાબેદાર ગણાય. તેઓ એક જાતના દેવ તો ખરાજ.

હવે એવું બન્યું કે પેલો લુચ્ચો દુર્યોધન આવે છે એવી આ ચિત્રરથને ખબર પડી. એ તેને પાકી રીતે ઓળખતો હતો. અહિં જાત્રાને બ્હાને તોફાન કરવા, પાંડવોને પીડવા અને અટકચાળાં કરવા તે આવ્યો હતો તેની એને ખબર પડી ગઇ. દુર્યોધન દમામભેર પોતાના છડીદારો સાથે આવ્યો એટલે એણે છડીદારોને અટકાવ્યા. છડીદારો રડતા રડતા દુર્યોધન પાસે ગયા, એટલે તેણે ઉઠાવીને ગાંધર્વોને ગાળો દીધી. પછી ગાંધર્વ શા સારૂ આઘુંપાછું જુએ? તેણે તો દુર્યોધનને પોતાનો હાથ બતાવી આપ્યો. તેના નોકરોને પણ ફટકાવ્યા, તેને પણ માર માર્યો અને અવળે હાથે કચકચાવીને બાંધ્યો. આ વાતની પાંડવોને ખબર પડી. તેમનું ઝુંપડું તો પાસેજ હતું ને! યુધિષ્ઠિરે એ જોયું એટલે તેમનો જીવ કકળી ઉઠ્યો! હાય, હાય! મારા ભાઇને આટલું બધું દુઃખ! એમ એમને થયું. તે વેળા પોતાના પર જે જુલમ દુર્યોધને આગળ કરેલો તે તેઓ ભૂલી ગયા.

એ કેવા મોટા મનના, તે તમે જોયું? દુષ્ટ માણસે કરેલાં અપકાર-અન્યાય સારા માણસો આવી રીતે ભૂલી જાય છે, અને જ્યારે તેઓ દુઃખમાં આવી પડે છે ત્યારે પોતે મદદ કરે છે. દુર્યોધનને દુઃખમાં આવી પડેલો જોઇ યુધિષ્ઠિરની આંતરડી કકળી ઉઠી. તેમણે ભીમ અને અર્જુનને કહ્યું કે જાઓ, આપણા ભાઇને છોડાવી લાવો. પણ ભીમભાઇ શાના માને? તે તો ઉલટો હરખાતો હતો. અર્જુનને પણ દયા નહોતી આવતી. તેને પણ એમ, કે છો એની એવી વલે થતી, એને માટેજ એ લાયક છે. પણ યુધિષ્ઠિરનું મન કંઈ માને નહિ. તેણે તો બંને ભાઇઓને સોગન્દ દીધા. અને ગાંધર્વ પાસેથી દુર્યોધનને છોડાવી મંગાવ્યો. દુર્યોધને તે છતાં જાત જણાવી તો ખરીજ. તેણે સામું કહ્યું કે આમ મને છોડાવીને તમે મારી પાસે રાજ્યમાંથી ભાગ પડાવવા માંગતા હશો. પણ ડામ દઇશ ડામ! એમ કહીને એ ચાલ્યો ગયો! છતાં ધર્મરાજાને (યુધિષ્ઠિરને એ નામે પણ લોકો બોલાવતા) જરાયે ખોટું ન લાગ્યું. એ તો કહે કે હશે.

આમ અપકાર પર ઉપકાર કરવાનો ગુણ ઘણા થોડા માણસમાં હોય છે. ધર્મરાજમાંથી એ ગુણ ખાસ લેવા લાયક છે.

એવોજ બીજો એક કિસ્સો પણ એજ અરસામાં બન્યો હતો. દ્રૌપદીને ઉંચકી લાવવાને જયદ્રથ નામના પોતાના

બનેવીને દુર્યોધને મોકલ્યો. તે છાનોમાનો દ્રૌપદીને ઉંચકી જતો હતો. એવામાં ભીમને ખબર પડી. તેણે અને અર્જુને જઈને જયદ્રથને ખોખરો કર્યો, દ્રૌપદીને છોડાવી અને પેલાને બાંધીને લઈ આવ્યા. તે જોઈ ધર્મરાજાએ તેમને ખૂબ ઠપકો દીધો. પોતે જયદ્રથને છોડાવ્યો, જમાડયો, અને તે સૂતો ત્યારે તેની પગચંપી પણ કરી. તે બિચારો શરમાઇ ગયો અને પોતાનાં અવળાં કામ માટે તેને બહુ પસ્તાવો થયો.

એમ કરતાં કરતાં બાર વરસ નીકળી ગયાં. દુર્યોધનની સાથે સોગઠાંબાજીમાં હારેલા, તેમાં એક શરત એવી પણ હતી કે બાર વરસ જંગલમાં રહ્યા પછી તેરમે વરસે છૂપે વેશે રહેવું. બાર વરસ પૂરાં થયાં એટલે પાંચે ભાઇઓએ ગુપ્ત વેશ ધારણ કર્યો. ભીમ રસોઇયો બન્યો, સહદેવ ગોવાળીયો બન્યો, નકુળ ઘોડાવાળો–રાવત બન્યો, અર્જુન મહેતાજી બન્યો, અને દ્રૌપદી દાસી બની. તે પ્રમાણે યુધિષ્ઠિરે પણ એક ઋષિનો વેશ ધારણ કર્યો. તેમણે પોતાનું નામ કંક રાખ્યું. પછી છએ છ જણા વિરાટ રાજાને ત્યાં નોકરીમાં રહ્યા. ત્યાં આગળ કંક ઋષિ રાજાને સલાહ આપવાનું કરતા. બીજા સૌ પણ પોતપોતાની નોકરી સંભાળ અને કાળજીથી કરતા હતા. ત્યાં પણ દુર્યોધને તેમને દુઃખ દેવાનો અને છતા કરવાને માટે પ્રયત્ન કર્યો પણ તેનું વળ્યું નહિ. એક

વાર તે ચઢાઇ લઇ ગયો પણ તેમાં તે હારી ગયો.

તે પછી પાંડવો પાછા બહાર પડ્યા. તેઓ છતા થયા અને પાછા હસ્તિનાપુર ગયા. તેમણે પોતાનો મુકામ ગામ બહાર રાખ્યો. યુધિષ્ઠિર સિવાય ચારે ભાઇઓનો વિચાર એવો કે દુર્યોધન સાથે લઢીને પોતાનું રાજ્ય લેવું. પણ ધર્મરાજાને કલેશ કંકાસ ગમતો નહિ. તેમણે તો કહ્યું કે આપણે રાજની જરૂર નથી. એ ખુશીથી આપે તો લેવું, નહિ તો જંગલમાં જઇને રહીશું. પણ કુંતા માતાની ઇચ્છા એવી કે આપણું હકનું રાજ જતું ન કરવું, લેવું તો ખરૂંજ. દુર્યોધને જવાબ કહાવ્યો કે ધરમરાજા મને પગે લાગે તો હું થોડું ઘણું કંઇ આપું. ધર્મરાજાના મનમાં એમ, કે કોઇ રીતે કંકાસ મટતો હોય તો ભલે, હું નમન કરીશ. પણ ભીમજી ભાઇને કંઈ એ ગમે ! તેને તો ધર્મની આ કબુલાત સાંભળી પેટમાં દુખ્યું. તેણે એક યુક્તિ કરી. જે બાગમાં તેઓ ઉતર્યા હતા, ત્યાં ધર્મરાજાની બેઠકથી થોડે દૂર, ગુપચૂપ તેણે પાથરણા તળે એક ખાડો ખોદી રાખ્યો. આથી દુર્યોધન ત્યાં ચાલતો આવ્યો કે ખાડાને લીધે ગબડી પડયો અને તેનાથી ધરમરાજાને પગે લાગી જવાયું. ભીમ, અર્જુન વગેરે બધા હસી પડયા. દુર્યોધનને બહુ ગુસ્સો ચઢયો અને તુરતજ ત્યાંથી તે ચાલ્યો ગયો. ત્યાર પછી પણ સલાહ રહે

તો સારૂં એમ ધારી યુધિષ્ઠિરે કૃષ્ણ ભગવાનને એલચી તરીકે દુર્યોધનને ત્યાં મોકલ્યા, કે જાવ, ગમે તેમ ઓછેવત્તે કરીને પતાવટ કરજો. પણ કૃષ્ણ ભગવાને એક શરત કરી, કે જો એ કંઇજ આપવાની ના પાડે તો પછી લઢાઇ કરવી એવું કબુલ હોય તો હું જાઉં. ધર્મરાજાએ કહ્યું કે છેવટમાં ફક્ત પાંચ ગામ આપે તોયે આપણે લઢવું નથી. નહિ તો પછી ન છૂટકે તમારી શરત મુજબ લઢવું પડશે. કૃષ્ણ ભગવાનને તો એજ જોઇતું હતું. તેમની ઇચ્છા એવી હતી કે દુર્યોધન અને તેના સો પાપી ભાઈઓ પાંડવોને હાથે મરે તો સારૂં, જેથી પૃથ્વીનો ભાર ઉતરે. તેઓ સલાહ કરવા ગયા. પણ છેવટે સલાહ તો ન થઈ તે નજ થઇ.

છેવટે યુદ્ધ ચાલ્યું. એ યુદ્ધ તો આખી દુનિયામાં મોટામાં મોટું યુદ્ધ ગણાય છે. કરોડો માણસો તેમાં મરણ પામ્યા. દિલ્હી પાસે કુરૂક્ષેત્ર નામના જંગી મેદાનમાં એ જંગ થયો હતો, પાંડવોના તરફથી કૃષ્ણ ભગવાન હતા. કૌરવો તરફ, ભીષ્મ દ્રોણ વગેરે હતા. યુદ્ધમાં યુધિષ્ઠિરની જીંદગીમાં એક ઘણોજ મહત્વનો બનાવ બન્યો. ઘણા દહાડા યુદ્ધ થઇ ગયા પછી એક દિવસ કૌરવના પક્ષ તરફથી ગુરૂમહારાજ દ્રોણાચાર્યજી લઢવાને માટે સરદાર તરીકે આવ્યા. દ્રોણાચાર્ય બાણવિદ્યામાં મહાકુશળ હતા. તે ઉપરાંત તેમની પાસે યુદ્ધને

લગતી ઘણી ઘણી કળાઓ હતી. દ્રોણાચાર્યજી લઢવા આવે તો પછી મગદૂર કોની કે તેમની સામે ટકી શકે ? ભીમ, અર્જુન વગેરે બધા મોટા મોટા લઢનાર પણ થાકી ગયા. તેમની બધી વ્યૂહ રચનાઓ તૂટી જતી. દ્રોણના મારાને જવાબ આપતાં તેઓ કાયર કાયર થઇ ગયા અને તેમને થયું કે આજે તો આપણા ભોગજ લાગ્યા—આજે તો મરી જવાના. ઘાટ પણ એવોજ હતો. તે જોઇને કૃષ્ણ ભગવાને યુક્તિ લઢાવી. દ્રોણાચાર્યને એક છોકરો હતો. તેનું નામ અશ્વત્થામા. વળી એક હાથી હતો, તેનું નામ પણ અશ્વત્થામા હતું. દ્રોણગુરુની એવી પણ પ્રતિજ્ઞા હતી કે જો પુત્ર મરી જાય તો તે પછી મારે યુદ્ધ મૂકી દેવું. આ પ્રતિજ્ઞાનો લાભ લઇ કૃષ્ણ ભગવાને ઘોટાળો ઉભો કીધો. અર્જુન પાસે એક બાણ અશ્વત્થામા છોકરા પર મરાવ્યું. એટલે તે ઉડીને ઠેઠ ખૂબ દૂર જઇ પડયો. પછી ભીમને દ્રોણ મહારાજને ઘેર મોકલ્યો, તે જઇ અશ્વત્થામા હાથીને મારી આવ્યો. પછી પાંડવોના પક્ષ તરફથી બૂમ ઉડાડવામાં આવી કે અશ્વત્થામા મરાયો, અશ્વત્થામા મરાયો ! દ્રોણ મહારાજ આફતમાં આવી પડયા. તેમણે પહેલાં તો માન્યુંજ નહિ. લશ્કરમાં બહુ તપાસ કરી તો અશ્વત્થામાનું ખોળીયું જડયું નહિ. ભીમે તો ગપાટો માર્યો કે મેં તેના ગદા વડે ચૂરેચૂરા કરી નાંખ્યા; પણ એ

વાત દ્રોણને ગળે ઉતરી નહિ. અર્જુન અને કૃષ્ણે પણ કહ્યું કે અશ્વત્થામા મરાયો. પણ દ્રોણ કેમ માને? તેમણે કહ્યું કે જો યુધિષ્ઠિર એ વાત આવીને કહે, તોજ હું માનું. કેમકે તેઓ જુઠું બોલતા નથી, અને બોલે એવા નથી. આમ દ્રોણ મહારાજ બોલ્યા એટલે ભીમ અર્જુન વગેરે ધર્મરાજાને સમજાવવા ગયા, કે તમે આવીને દ્રોણને કહો કે અશ્વત્થામા મરાયો. તોજ તેઓ પોતાનાં હથિયાર આઘાં મેલશે, અને આપણે બચી જઇશું. યુધિષ્ઠિરે કહ્યું કે હાથી મર્યો છે, છોકરો મર્યો નથી. માટે હું કંઇ એવું કહેવાનો નથી. ભીમ અર્જુન કૃષ્ણ વગેરેએ બહુ સમજાવ્યા, કે આ વેળા એવી રીતે કર્યા વિના આરો નથી. સાચું બોલવા માટે તેમને એટલી બધી ખંત હતી. પણ એ ખંત તેમની આ વેળા ચાલી નહિ. કુંતા માતાએ તેમને સોગન્દ ઘાલ્યા કે ચાર ભાઇઓને બચાવવા તારે મોઘમ આટલું બોલી આવવુંજ પડશે. માતાની આજ્ઞા થઇ. જો તે નહિ પાળે તો મા આપઘાત કરે છે, અને બોલે છે તો પોતાનું સાચું બોલવાનું વ્રત વટે છે. આમ સુડી વચ્ચે સોપારી જેવી દશા ધર્મરાજાની થઈ પડી. છેવટે પોતે કચવાતે મને કબુલ કર્યું અને દ્રોણને કહેવા ગયા. તેમને ખબર હતી તે હાથી મરાયો છે; બાકી છોકરો તો જીવતોજ છે. છતાં દ્રોણને તેમણે

એમ કહ્યું, કે અશ્વત્થામા મરાયો, નરો વા કુંજરો વા. 'નરો વા કુંજરો વા' એ સંસ્કૃત વચન છે. તેનો અર્થ એમ થાય છે કે ક્યાં માણુસ કે ક્યાં હાથી ! આ પ્રમાણે તેમણે દ્રોણુને છેતર્યા. પોતે જાણુતા હતા કે માણુસ—અશ્વ-ત્થામા—તો જીવે છે છતાં આમ કહ્યું. એ એકજ અડધું જુઠાણું યુધિષ્ઠિર પોતાની જીંદગીમાં બોલ્યા એમ મનાય છે. વળી એમ પણ કહેવાય છે કે આ જુઠાણું ધર્મરાજ બોલ્યા તે પૂર્વે તેમનો રથ પૃથ્વીથી ચાર ગજ ઉંચે અદ્ધર ચાલતો. તે આ પછી બે ગજ નીચો પડયો. આ વાત તો સાચી ખોટી રામ જાણે—આજના જમાનામાં તો કોઇ માને પણ નહિ. પણ એટલું તો ખરૂં કે એમનો દરજ્જો દુનિયાના સત્યવાદીઓમાં નીચો પડયો ખરોજ. આટલું જુઠાણું બોલ્યા, તેટલા પૂરતા તેઓ નીચા પડયા ખરાજ. તેને માટે તેમને પસ્તાવો પણ ઘણોજ થયો. તે પછી દ્રોણે હથિયાર મૂકી દીધાં અને તે દિવસે પાંડવો લઢાઇમાં જીત્યા.

એમ કરતાં કરતાં લઢાઇ પૂરી થવા આવી. ભીષ્મ દાદા પણ ઘવાઇને લગભગ મરણુતોલ દશામાં બાણુશય્યા પર પોઢયા. દ્રોણુ, કર્ણ, સો કૌરવો વગેરે મરાયા. પાંડવોની જીત થઇ, પણ એ જીત બહુ મોંઘી હતી. તેમના અગણિત સગાંવહાલાંઓ યુદ્ધમાં કપાઇ ગયાં. ખુદ તેમના છોકરાઓ

પણ મરણ પામ્યા. એટલે આટલી બધી ખૂનામરકીથી મળેલું રાજ ભોગવવું પાંડવોને બહુ અકારૂં લાગ્યું. તેમાં યુધિષ્ઠિરને તો ખાસ કરીને એટલું બધું લાગતું હતું કે ન પૂછો વાત. રાજગાદીએ બેસીને પહેલ વહેલુંજ તેમણે શું ફરમાન કાઢ્યું તે જાણો છો ? ભીમને તેમણે કહ્યું કે આગલો જેટલો ખજાનો હોય તે બધો લુંટાવી દો. આપણને એ ન ખપે. દુર્યોધને લોકો પર જુલમ કરીને મેળવેલી દોલત આપણને જોઇએ નહિ. ભીમને તો કંઈ પણ તોફાનજ જોઇએ. ડાહ્યાડમરા ને ગંભીર થઈને બેસવું એને ન ગમે. એને તો મસ્તી, ટીખળ, ઉત્પાતજ ગમે. તેણે આખો ખજાનો લુંટાવી દીધો.

ત્યાર પછી ધરમરાજાએ ભીષ્મદાદા પાસે જઈને કહ્યું કે મારા મનને હજી ચેહેન વળતું નથી, માટે ચિત્ત શાંત થાય એવો કંઈ ઉપદેશ આપો. તે પરથી દાદાજીએ તેમને દરેક જાતનો બોધ આપ્યો, તે સાંભળીને તેમને શાંતિ તો વળી. તો પણ માત્ર એક ખટકો રહી ગયો. તે એ, કે અમે આટલી બધી ખૂનરેજી કરી તેનું પાપ લાગ્યું, તે શી રીતે ટળે ? આનો રસ્તો વ્યાસ નામના ઋષિએ બતાવ્યો. તેમણે કહ્યું કે તમે અશ્વમેધ યજ્ઞ કરો. પહેલાં એમણે રાજસૂય યજ્ઞ કરેલો તે તમને યાદ હશે. પણ આ યજ્ઞ જુદી જાતનો હતો. અશ્વ એટલે ઘોડો. મેધ એટલે મારી નાંખવામાં

આવે તે. જે યજ્ઞમાં ઘોડાનું બલિદાન આપવામાં આવે— ઘોડાને વધેરવામાં આવે, તે. પણ આ ઘોડો કંઈ જેવું તેવું હાડકાં નીકળેલું ટટવું હોય એમ ન સમજવું. તે વેળા જાતજાતના ઘોડા થતા. એક જાતનું નામ પંચકલ્યાણી. એના પગ લીલા, પુંછડું પીળું, કાન કાળા, અને આખું શરીર ધોળું. એ બહુ પવિત્ર ગણાય. તે ઘોડાની ડોકમાં એક સોનાનું પતરૂં બાંધવાનું. તે પર એમ લખવાનું કે આ ઘોડાને જે બાંધે તેણે અમારી સાથે લઢવું, અને અમને હરાવવા. જો તે અમારાથી હારે તો તેણે ખંડણી આપવી અને અમારી સત્તા કબુલ કરવી. એમ કરતાં કરતાં આખી દુનિયામાં ફરી આવવું પડે અને બધા દેશ જીતાય તો પછી ઘેર આવી ઘોડાને વધેરી યજ્ઞ કરવાનો. આ કેટલી આકરી શરત છે તેની તમને સમજ પડી હશે. ઠીક. યુધિષ્ઠિર અને બીજા ચાર ભાઈઓએ મળી વિચાર કર્યો કે જે બને તે ખરી, આપણે યજ્ઞ તો કરવોજ કરવો. પછી ઘોડો તૈયાર કર્યો અને ભીમ તથા અર્જુન તેને લઈને મોટા લશ્કર સાથે દેશદેશાવર ભટકવા નીકળી પડયા. તે દરમ્યાન તેમણે ઘણાં ઘણાં પરાક્રમ કર્યાં. એ બધાં કંઈ અહિં લખાય નહિ. કેમકે યુધિષ્ઠિર રાજાનો એમાં કંઇ હાથ હતો નહિ. ટુંકામાં લખવાનું કે ભીમ, અર્જુન વગેરે જીવસટોસટના સંકટો વેઠી દિગ્વિજય કરી આવ્યા અને પછી વાજતે ગાજતે યુધિ-

ષ્ઠિરે દ્રૌપદી સાથે સજોડે બેસી યજ્ઞ કર્યો.

ત્યાર પછી યુધિષ્ઠિર રાજા પાછા રીતસર રાજ કરવા લાગ્યા. પણ એવામાં યુગ બદલાયો. ત્રેતા યુગ પૂરો થયો અને કળિયુગ બેઠો. એમ મનાય છે કે આને લીધે પૃથ્વી પર પાપ વધારે થવા લાગ્યાં. લોકો વધારે લુચ્ચા થવા લાગ્યા, એટલે ધર્મરાજાને રાજ કરવાનું ફાવ્યું નહિ. તેથી તેમણે રાજપાટ બીજા ભાઈઓને સોંપી પોતે હિમાલયની ટોચ પર ચાલ્યા જવાનો મનસૂબો કર્યો. પણ તેમનો એ વિચાર જાણીને ચારે ભાઈઓએ પણ તેમનીજ સાથે હિમાલય પર જવાની ઈચ્છા બતાવી. પરિક્ષિત નામનો દ્રૌપદીનો એક છોકરો હતો તેને ગાદીએ બેસાડયો અને પાંચ ભાઈ તથા દ્રૌપદી નીકળી પડયાં. હિમાલય પર જતાં જતા તેમને ઘણાં દુઃખ વેઠવા પડયાં. હિમાલય પર શરદીથી એક પછી એક બધાનાં શરીર ઓગળી ગયાં. પણ યુધિષ્ઠિર રાજા સ્વર્ગે સંચર્યા; પેલું એક જુઠાણું પોતે બોલેલા, તેટલા પૂરતું થોડું દુઃખ તેમને વેઠવું પડયું. આ પ્રમાણે યુધિષ્ઠિર રાજાની વાત છે. તમે પણ તેમના જેવાજ સાચાબોલા થવા માટે મહેનત કરશો, તો જરૂર તમે પણ સુખી થશો.

**સમાપ્ત**



# મોતીના દાણા

(પુષ્પ) ૧૭ મું

એક ચિત્ર

પોપટ મરી ગયો. બિચારો ભિખારી, મણિનો કંકુ, ભોલુ ને ભોળુ વગેરે અનેક રમુજી ઘરગથ્થુ વાતો. બાળકોના રમકડાંઓની ને ચાલાકીની ગમ્મત ભરેલી કથાઓ. મોટા હરફ. પુષ્કળ ચિત્રો કિં. ૦-૬-૦

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦–૫–૦ |
| ૨ | અંકુર | ૦–૬–૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦–૮–૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦–૮–૦ |
| ૫ | નીલમ | ૦–૬–૦ |
| ૬ | ભીમ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જયબજરંગ | ૦–૬–૦ |
| ૯ | વાઘોનું વન | ૦–૪ ૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦–૪–૦ |
| ૧૧ | બરફીપુરી | ૦–૪–૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦–૪–૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦–૬–૦ |
| ૧૪ | કચુંબર | ૦–૩–૦ |
| ૧૫ | ધૂપસળી | ૦–૪–૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦–૬–૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦–૪–૦ |
| ૧૯ | કેરીનાં બચ્ચાં | ૦–૩–૦ |
| ૨૦ | નવનીત | ૦–૩–૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦–૪–૦ |
| ૨૨ | મિયાઉં | ૦–૧–૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦–૧–૦ |
| ૨૪ | બાળડાયરી | ૦–૩–૦ |
| ૨૫ | ચોપગાંની ચતુરાઈ | ૦–૪–૦ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦–૧–૦ |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦–૧–૦ |
| ૨૮ | જાદુઈ જમરૂખ | ૦–૧–૦ |
| ૨૯ | મઠનો મસ્તાનો | ૦–૧–૬ |
| ૩૦ | બંગાળી બિરબલ | ૦–૬–૦ |

પોસ્ટેજ રૂા. ૧ા. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

| | | |
|---|---|---|
| ૧ | ઝૂલબૂલામણિ | ૦)– |
| ૨ | સસાકાકાની આપવીતી | ૦)– |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦। |
| ૪ | સિપાઈદાદા | ૦)=॥ |
| ૫ | મધપૂડો | ૦॥ |
| ૬ | કાલસાકાકા | ૦।– |
| ૭ | સમરસ | ૦)= |
| ૮ | કીર્તિસ્તંભ | ૦। |
| ૯ | રિંકુ ટિંકુ | ૦। |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

## મોટા બાળકો-કુમારો માટે

| | |
|---|---|
| બલદાન | ૦।– |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧। |
| પાંડવગુપ્તનિવાસ | ૦॥ |
| ખાંયણાં | ૦।– |
| નીતિધર્મ | ૦॥ |

ગાંડીવ